૭૮૬

# સારા નબી માટે પરધર્મીઓના વિચારો



પ્રકાશ કર્તા,
ઈબ્રાહીમ હુસેનભાઈ નવસારીવાળા.
નવસારી.

૭૮૬

ઈન્નદ્દીના ઈન્દલ્લાહેલ ઈસલામ.

(દીન તો ખુદાના નજદીક ઇસલામજ છે.)

# હમારા નબી માટે પરધર્મીઓના વિચારો.

લખનાર તથા પ્રગટ કરનાર,

ઇબ્રાહીમ હુસેનભાઇ નવસારીવાલા.

નવસારી.

આવૃતિ ૧ લી. પ્રત ૫૦૦.

સને ૧૯૧૬. હીજરી ૧૩૩૫.

કીંમત રૂ. ૧-૦-૦

# અર્પણ પત્રિકા.

" કુન " થી " કુલ " ને ઉત્પન્ન કરનાર,

**ઓ મારા માલેકે મુખત્યાર અલ્લાહ !**

ત્હારી અઢાર હઝાર આલમમાં જ્યારે અંધકારનો પૂર
અસર ફેલવો શરૂ થયો, ત્યારે એક પાક રૂહ કે
જેનું મુબારક નામ **મોહંમદ મુસ્તફા** છે, તે
પર તેં તારો સંપૂર્ણ વિશ્વાસ મુકી; તેને બન્ને
જહાનનો **સરદાર** પસંદ કર્યો. આ
"**સરદારે દોજહાં**" એ દુન્યાને શા
શા ફાયદા પહોંચાડયા તે કોઈથી
અજાણું નથી. તેની તારીફનો
આ નાનો ગ્રંથ કોને અર્પણ
કરૂં ? તેનેજ, કે જેણે તેને
જે "**હું**" છું તે "**તે**"
છે ગણ્યો. એમ
સમજી

**ઓ પાક પરવર દેગાર,**

આ નાનકડું પુસ્તક તુંનેજ અતી માનસહીત અર્પણ કરૂં છું.

લી. કર્ત્તા.

# નેપોલિયનનો ઉદ્ગાર.

"હું ખુદાને, હઝરત મોહમ્મદ મુસ્તફા (સ. અ. વ.) ને અને કુરઆન શરીફને વિશેષ માન આપું છું."

નેપોલીયન બોનાપાર્ટ.

(નેપોલિયનનું ચરિત્ર.)

# પ્રસ્તાવના.

---

હમારા નબી પાક હઝરત **મોહમ્મદ** (સલલ્લાહો અલયહે વસલલમ) કે જેમના નામે પાક ઉપર દુરૂદ શરીફ ફરમાવવું દરેક મુસલમીનને માટે ફરજ રૂપ છે, તેઓની શીફતોના બયાનનું વર્ણન પૃથ્વી પડના તમામ વૃક્ષોની કલમથી, દર્યાના તમામ પાણીની શીયાહી બનાવી તમામ વૃક્ષોના પાંદડા ઉપર, પૃથ્વીનું તમામ માનુષિ જીવન લખવા બેસે તો પણ સમાપ્ત કરી શકે નહી. એવા એક નબી પાકનો સાહેબે ઈસ્લામ ઉપર ખુદાવંદે કરીમે રાખ્યો છે એજ ઈસલામી આલમ ઉપર તે પાક બેન્યાઝ પરવરદેગારે મોટામાં મોટું એહશાન કીધેલું લેખી શકાય છે.

ઈસ્વી સનેના ૫૭૦ અને તે પહેલાંના સમયમાં અરબસ્તાન સરઝમીન ઉપર ખુદાઈ માર્ગથી ઉલટી રીતે ચાલનારા લોકોનો એટલો મોટો સમુદાય હસ્તીમાં હતો કે, ખુદાવાલા લોકોએ ઘર છોડી બહાર નીકળવું પણ મુશ્કેલ થઈ પડયું હતું. તેનો સબબ ત્યાં મૂર્તિ પુજાએ એટલી તો ઉંડી જડ બેસાડી દીધી હતી કે, રોજનિશી માફક ત્યાં ૩૬૦ મૂર્તિઓ ગોઠવવામાં આવી હતી જે પૈકી ૧૩ મૂર્તિઓ ઘણી

માનનીય ગણાતી હતી અને તેમાં પણ **લાત** અને **મનાત** નામની મૂર્તિઓને ખુદાની દીકરી તરીકે પુજવામાં આવતી હતી. એ અંધકાર ને આંધાધુંધીનો સમય માત્ર એટલાથીજ અટકેલો ન હતો. હઝરત **ઈબ્રાહીમ** (અ.),[1] અને તેમના સાહેબજાદા હઝરત **ઈસ્માઈલ** (અ.), હઝરત **બીબી મરિયમ** (ર.) અને તેમના ખોળામાં હઝરત **ઇસા** (અ.), હઝરત **ઈદરીસ** (અ.) ઈત્યાદીની પણ મૂર્તિ બનાવી પુજવામાં આવતી હતી.

ગેર ઈન્સાફ, છોકરીઓ અને સ્ત્રીઓ ઉપર નિર્દયપણું અને રોજની મારા મારી અને કાપા કાપીનો અંધકારમય સમય તેજ હતો કે જે સમયમાં ખુદાની એકતાનો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. આવા અંધકારને દૂર કરવા માટે "**હરા**" પર્વત ઉપરથી જે અવાજ આવ્યો તેજ અવાજ તમામ દૂનીઆને પ્રકાશમાં લાવી શકયો. અને તેજ અવાજથી દૂનીઆને આગાહ[2] કરવાનું કામ હમારા **હઝરત મોહમ્મદ** (સ. અ.) માટેજ આગળથી[3] નિર્માણ કરેલું હતું. આ ખુદાઈ ફરમાન બજા લાવવાનું કામ હમારા નબી પાકે જે જે સંકટ, શરિરી વેદના, અને અજ્ઞાનોનો જુલમ સહન

---

૧ સ. અ. એટલે સલલ્લાહો. અલયહે વસલલમ અને અ. એટલે અલયહી સલામ સમજવું. ૨ જાણીતી. ૩ હઝરત આદમ (અ.) પહેલાં એમના પેદા કરેલા નૂર વખતે.

કરી બજાવ્યું હતું, તે ખરેજ કોઈ સાધારણ પુરૂષથી ન બની શકે તેવું મહાભારત હતું. આ સઘળાં સંકટો સહન કરી એમણે પોતાની ઉમ્મતને[1] તે અંધારા ગારમાંથી બહાર કહાડી ખુદાની ખરી એકતાના માર્ગ ઉપર લાવવા માટેની એક ઈસલામી જેટલી તારીફ કરે તેટલી થોડી છે. તો પણ ગેર મઝહબી-ઓના મનથી "ઘરના ભૂવા ને ઘરના ડાકીયા" સમાન મનાય એ કુદરતી છે તેથી એઓની તારીફ અને એમને માટે ઉંચા વિચારો યુરોપનિવાશી વિદ્વાન અંગ્રેજો તથા આર્યવૃત્તના વિદ્વાન હિન્દુ તેમજ જાણીતા પારસી જર્નાલિસ્ટોએ બહાર આણ્યા છે તેજ આ અદના પુસ્તકદ્વારે બહાર પાડવું ઉચિત ધારવાથી આ અદના સાહાશ મુજ જેવા રંકે માથે ઉઠાવ્યું છે, તો આશા છે કે, તેનું મનનપૂર્વક અધ્યયન કરી સુજ્ઞ અભ્યાસીજનો અને વાંચકો પૂરતો લાભ લેશે એટલેજ ઉઠાવેલા પરિશ્રમનો બદલો મને મળેલો લેખાશે. સાહિત્યના-અને તે પણ તવારિખી-સાહિત્યના મેદાનમાં આ મારૂં પ્રથમ પગલું છે એટલે રહેલ ચૂકો અને ખામિઓ બદલ તેમનાથી ક્ષમા યાચીશ.

હરેક સાહિત્ય સેવક સારી રીતે જાણે છે કે એક કાલ્પનિક કથન લખવું જેટલું સેહેલ છે તેથી વધારે મેહેનત આપનારૂં કામ એક ભાષા ઉપરથી બીજીમાં ટ્રાન્સલેશન કર-

---

૧ મતાનુયાયી.

વાનું છે અને તેથી પણ વધારે પરિશ્રમ આપનારૂં કામ જૂદી જૂદી ભાષામાં પ્રગટ થયલાં જૂદાં જૂદાં પુસ્તકો, પેપરો અને અન્ય સાધનોદ્વારે ઉપયોગી દાખલાઓ તારવી સંગ્રહ કરવાનું છે. આ પુસ્તક માટે પણ તેવોજ પરિશ્રમ ઉઠાવવામાં આવ્યો છે એમ વાંચક પુસ્તક સમાપ્ત કરવા પહેલાંજ જાણી શકશે અને એમ કરતાં કેટલા વખતનો ભોગ આપવો પડે છે, કયાં કયાં પુસ્તકો ઉથલાવવાં પડે છે વિગેરેની માહીતી વાંચક સમક્ષજ ખડી થશે એટલે એ બાબત અત્રે વિસ્તૃત કરવી નિરર્થકજ લેખવી જોઇએ.

"હમારા નબી માટે પરધર્મીઓના વિચારો" દર્શાવવાની બાબદ જે મારા જેવા એક અદના લેખકે હાથ ધરી છે તે કાંઈ જેવી તેવી બાબદ નથી; પરંતુ તે એક મહાભારત સવાલ (subject) છે કે જેને માટે દુનિઆના દરેક મોટા ફીલસુફોએ ઘણું ઘણું લખી અકલી દલીલથી સાબીત કરી આપ્યું છે કે **હઝરત મોહમ્મદ** (સ. અ.) ખુદાના ખરા દોસ્ત અને ખુદાના ખાસ મોકલેલા પેગમ્બર હતા. અને તેમણે **ઈસ્લામને તલવારના બળે નહિં પણ પોતાની શાન્ત વાણીથી ફેલાવ્યો હતો.** એટલે એ વિષય પરત્વે મારા જેવા નાકાબેલ પુરૂષ વધુ શું લખી શકે? હાલના જમાનાએ એટલે ચાલુ સમયના દાંભિકોએ ઈસલામ અને તેના રક્ષકરૂપ સ્થાપક **હઝરત મોહમ્મદ** (મુ. સ. અ.) માટે તરેહવાર તર્ક વિતર્ક

બાંધી આડે માર્ગે દોરાતી આલમનાં મન છેક ડામાડોળ બનાવી મુકવાની ચાલુ યુક્તિઓ કરવામાં કશી કચાશ રાખી નથી. અને તે એટલે સુધી કે કેટલાક અદેખા ગેરમઝહબીઓએ હમારા નબી માટે એટલી બધી નાલાયક હદે ઉતરી પડી યદવા તદવા બકવાદ કરી છે કે "હ૦ મોહમ્મદ (સ. અ.) એક સાધારણ પુરૂષ હતા" તેમજ વળી "ઈસ્લામ તલવારના બળે ફેલાયલો છે" વિગેરે. પાક ઈસ્લામીઓનાં હૃદય ચીરી નાખનારા શબ્દો ઓચરી ઝુકતી દુનિયાને ઝુકાવવાનો નીચ પ્રયાસ આરંભ્યો છે. એવા એક કારણભૂત થઈ પડેલ વિષય પરત્વે મારા જેવા એક અદના માણસને કાંઈક લખવા તરફ દોરવ્યો છે.

આ એક અગત્યના વિષય માટે આ પુસ્તકમાં જણાવેલા વિદ્વાનોએ ઇંગ્રેજી, ઉર્દુ, મરાઠી અને બીજી અન્ય ભાષાઓમાં ઘણા ઉત્તમ વિચારો લખ્યા છે. અને તે વિચારો તે બીજા કાંઈજ નહિ; પણ હમારા નબી પાકની શીફતો[1] માટે જાણીતા અંગ્રેજ વિદ્વાનો તથા મોટા મોટા પંડિતજનો અને જાણીતા હિંદુ–પારસી જર્નાલિસ્ટોએ જૂદાં જૂદાં જાણીતાં પુસ્તકો, પેપરો અને અન્ય વાંચનદ્વારે મનન કરવા યોગ્ય લખ્યા છે. જે અદ્યાપિ ગુજરાતી ભાષામાં અને તે પણ પુસ્તકાકારે એક

---

૧ પ્રાક્રમ જાહોજલાલી.

જથ્થે બહાર પડેલા, મારી જાણ બહાર હોવાથી તે જૂદી જૂદી ભાષાના વાંચન સાધનદ્વારથી ખોળી કહાડી તે જો એક જથ્થે પુસ્તક રૂપે બહાર પડે તો હમેશ જળવાયલા રહે એ હેતુથી તેને આજના રૂપમાં મુકી શકયો છું.

આ પુસ્તક તૈયાર કરવામાં મને મારા એક અંગત મિત્ર મોલાના મોલવી હકીમ સૈયદ સૈયદઅલી સૈયદ આઝમસાહેબ મરહુમના વડા સાહેબજાદા મુન્શી સૈયદ મુસ્તફા સૈયદઅલી સાહેબે જે ઉપયોગી અને કીમતી મદદો આપી છે તે માટે આ તકે તેમનો આભાર માનવો મારે ભુલવો જોઇતો નથી.

| | |
|---|---|
| નવસારી,<br>ગોલવાડ.<br>ઑગસ્ટ ૧૯૧૬ | હું છું કમતરીન આપનો,<br>**ઈબ્રાહીમ હુસેનભાઈ.** |

# અનુક્રમણીકા.

# બે બોલ.

આ પુસ્તકમાં જો કે **હજરત મોહંમદ** (સ. અ. વ.) માટે ગેર મઝહબી વિદ્વાનોએ જે ઉંચાં સર્ટીફીકેટો આપેલાં છે, તેનો સમાવેશ કરવાની તજવીજ કરવામાં આવી છે; એટલે ખરી રીતે જોતાં એમાં બીજી બાબતોને આમેજ કરવી મૂળ મુદ્દાથી વેગળું છે.

તો પણ **હજરત મોહંમદ** મુસ્તફા (સ. અ. વ.) ના જન્મની ટુંક તવારીખ તથા તે એલાહી પુસ્તક કુરઆને શરીફ ફુરકાને હમીદની ઉત્પત્તી વિષે જોઇતો ખુલાસો આ પુસ્તકમાં આમેજ થાય તો બેશક (આ પુસ્તક સાથે ખાસ લાગતું વળગતું હોવાથી) તે આવકારદાયક થઈ પડવા વિના રહેશે નહીં. એમ કેટલાક સલાહકાર મીત્રોની સલાહથી તેમજ મારી નાકેશ અક્કલના કયાસથી જણાયું. તેથી આ પુસ્તકની મૂળ મતલબ પહેલાં વાંચકને **આકાએ નામદાર અહમદે મુજતબા** (સ. અ. વ.) ના જન્મની ટુંક તવારીખ, તથા કુરઆનપાક વિષે કેટલોક ખુલાસો જણાશે. તે પછી સરવરે કાએનાત જનાબ "હઝરત **મોહંમદ**" (સ. અ. વ.) માટે ગેર મઝહબીઓના વિચારો એક પછી એક શીલસીલાબંધ જણાશે.

નમૃ સેવક,

**ઈબ્રાહીમ હુસેનભાઈ.**

# એક જરૂરી ખુલાસો.

આ પુસ્તકને વિધર્મી વિદ્વાનો કે જે લગભગ ૨૨૫ જેટલા છે તે તમામના સરટીફીકેટો સહિત બહાર પાડવાનું આરંભવામાં આવ્યું હતું; કે જેમ કરતાં એ પુસ્તકના લગભગ ૪૦૦ પૃષ્ટ થવા સંભવ હતો; પરંતુ મનુષ્ય ધારે છે શું ને કુદરત કરે છે શું ? એ સુત્ર પ્રમાણે કામનો આરંભ થતાં પહેલાં ચાલુ વિગ્રહનો દાવાનળ શરૂ થયો કે જેની અસર સામાન્ય વસ્તુ સહીત કાગળો ઉપર પણ થઈ. જેથી કાગળોનો ભાવ ચારગણો વધી ગયો અને તેથી હિંદના સેંકડો આદ્દસીક સાહિત્ય સેવકો લાંબા પગલાં ભરતા અટકી પડયા, તેજ પ્રમાણે આ અદના સેવકે પણ કરવાની ફરજ પડી છે.

તોપણ કદરદાન વાંચકોની યોગ્ય કદર થવે એ પુસ્તકની બીજી આવૃત્તી પ્રગટ કરવાની ખાસ ઉમેદ રહે છે. જે વખતે એ પુસ્તકમાં બાકી રહેલા વિધર્મી વિદ્વાનો જેવા કે રાજા રામચંદ્ર, હિંદુ ધર્મશાસ્ત્ર અથર્વ વેદ, મનુસ્મૃતી, જામાસ્પી વીગેરે જાણીતાં પુસ્તકો ઉપરાંત જાણીતા ઇંગ્રેજ, હિંદુ તથા પારસીઓએ આપેલા આં **હઝરત મોહમ્મદ** ( સ. અ. ) માટેના જાણવા જોગ અભીપ્રાયો પ્રગટ કરવામાં આવશે.

જેમણે બીજી આવૃત્તી ખરીદવા જીજ્ઞાસા હોય તેમને ખાસ વિનંતી છે કે પોતાના ચોક્કસ એડ્રેસ સહીત તાકીદે નામ નોંધાવવાની મેહેરબાની કરે. એક માસમાં પુરતી સંખ્યા થવે પુસ્તકનું કામ આરંભવામાં આવશે. આમીન.

**પ્રગટ કર્તા.**

# હઝરતનો ટુંક વૃતાન્ત.

હઝરત **મોહમદ** (સ. અ. વ.) પયગમ્બર સાહેબ **મક્કા**માં જન્મ્યા[1] હતા. તે **હાશેમ**ના કુળમાં આવેલા **અબદુલ્લાહ**ના દીકરા હતા. **હાશેમ**નું કુટુંબ અરબ લોકોમાં **કોરૈશ** નામની શાખાની એક ઉત્તમ કોમ હતી, અને **અબદુલ્લાહ** હઝરત, **ઈબ્રાહીમ** (અ. સ.) ના દીકરા હઝરત **ઈસ્માઈલ**ના વંશમાંથી ઉતરી આવેલા હતા. હઝરત (સલ્અમ) ના દાદાનું નામ **અબદુલ મુતલ્લેબ** હતું, અને **કઅબા**નું રક્ષણ કરવાનો મોટો દરજ્જો તેમના હાથમાં હતો. આકાએ નામદાર હઝરત **મોહંમદ** (સ. અ. વ.) નો જન્મ **હબશા**નો હાકિમ **અબ્રાહા** હાથીઓ સહિત એક મોટું લશ્કર લઈ પવિત્ર મક્કાનો નાશ કરવા માટે ચઢી આવ્યો હતો,[2] તેજ વર્ષમાં થયો હતો,[3] અને તેથી તે વર્ષને "**આમુલફીલ**" એટલે

---

૧ એટલે ઈ. સ. ૫૭૦ ના ઓગષ્ટ માસની ૨૯ મી તારીખે.

૨ જુઓ એ ચઢાઈ માટે સુરા ૧૦૫ મી.

૩ આ વખતે ઈરાનમાં નોવશીરવાન આદેલનો અમલ હતો, તેને ગાદીએ બેઠાને ૪૨ મું વરસ ચાલતું હતું. હિંદુસ્તાનમાં ઉજ્જનમાં રાજા ભોજ ગાદી ઉપર હતો અને દીલ્હીમાં અનંગપાલ રાજા હતો. હાથીના હુમલાને એ વખતે સવા મહીનોજ થયો હતો. કહે છે કે આ વખતે દાદા આદમને ગુજરવાને ૬૬૫૧ વરસ થયાં હતાં.

હાથીનું વર્ષ કહેવામાં આવે છે. હઝરતના જન્મ અગાઉ તેમના પિતા **અબદુલ્લાહ** વફાત પામ્યા હતા, તેથી હઝરતનો જન્મ થયો કે તરતજ હઝરતનાં મા બીબી આમેના (ર.) એ **અબદુલ મુતલ્લેબને** આ ખબર આપવા માટે પેગામ મોકલ્યો. **અબદુલ મુતલ્લેબ** આ ખબર સાંભળી તરતજ ઘરે આવ્યા. અને હઝરત **મોહંમદ** (સ. અ. વ.) ને પોતાની બાથમાં તેડી પવિત્ર **કઅબામાં** જઈ ખુદાનો ઉપકાર માન્યો. અને ત્યાં તેણે હઝરતનું નામ **મોહંમદ** રાખ્યું.[1] હદીસમાં લખેલું છે કે જે રાતે **હઝરતનો** જન્મ થયો તે રાતે પૃથ્વી ઉપર ઘણા ચમત્કારિક બનાવો અને મોઅજેઝા ઝાહેર થયા. ઈરાનના રાજા ખોશરૂનો મહેલ જે પૃથ્વી ઉપર એક મ્હોટામાં મ્હોટો હતો તે ધ્રુજ્યો અને તેના ૧૪ મિનારા પડી ગયા. ઈરાનના જરથોસ્તી ધર્મના મ્હોટા આતશકદા (અગીઆરી) ની આગ કે જે ૧૦૦૦ વરસથી બળ્યાજ કરતી હતી તે બુઝાઈ ગઈ; સાવાનું સરોવર સૂકાઈ ગયું, અને દુનિયાની સઘળી મૂર્તિઓ પોતાની જગા ઉપરથી નીચે ઝમીન ઉપર પડી ગઈ. હઝરતની મા **બીબી આમેનાએ** **હઝરતને** માત્ર થોડા દિવસ ધવરાવ્યા, અને પછી હઝરતને પોતાના કાકા **અબુ-લહબના** ઘરમાં **સુવાઈબા** નામની એક દાઈને ધવરાવવા માટે સોંપવામાં આવ્યા. **સુવાઇબાએ**

---

૧ મોહમ્મદનો અર્થ "વખણાએલ", પ્રતાપી અથવા તેજસ્વી થાય છે. Illustrious, Renowned. or Praised

પણ હઝરતને થોડો વખત ધવરાવ્યા, અને ત્યાર બાદ **બનુસાદ** નામની કોમમાં **હલીમા** નામની એક ધાવને સોંપવામાં આવ્યા; અને તેણી **હઝરતને** અરણ્યમાં પોતાને ઘેર લઈ ગઈ. ત્યાં હઝરત બે વર્ષ રહ્યા. **જેબરાઈલ** ફરેશ્તાએ હઝરતનું હૃદય ઉઘાડી બેહેશ્તના પાણીથી ધોઈ સ્વચ્છ કર્યું, (આ બનાવ કેટલીક હદીસો પ્રમાણે આ બે વર્ષની આખરે બન્યો હતો.) આ મુદ્દત પછી **હઝરતને** પવિત્ર મક્કા શહેરમાં પાછા લાવવામાં આવ્યા, પણ ત્યાંની હવા હઝરતને માફક નહિ આવવાથી પાછા તેમને **હલીમા** દાઇને ઘરે લઈ જવામાં આવ્યા. ત્યાં હઝરત કેટલાક વર્ષ રહ્યા. છઠ્ઠે વર્ષે હઝરતની મા તેમને પોતાનાં સગાંવહાલાંને દેખાડવા માટે મદિને[1] લઈ ગયાં; પણ પાછાં વળતાં માર્ગમાં તેવણ માંદાં પડયાં અને **અબવા** આગળ વફાત પામ્યાં. (કાલુઈન્ના લીલ્લાહે વ ઈન્ના એલેહે રાજેઊન) અને ત્યાંજ તેણીને દફન કરવામાં આવ્યાં. હઝરત પેયગમ્બરને ત્યાંથી મક્કે લાવવામાં આવ્યા, અને અબ્દુલ-મુત્તલેબે પોતાના રક્ષણ તળે હઝરતને રાખ્યા. પણ બે વર્ષ પછી અબ્દુલ-મુત્તલેબ વફાત પામ્યા,[2] અને હઝરતના કાકા અબુ-તાલેબે હઝરતને પોતાના રક્ષણમાં લીધા. હઝરત પેયગમ્બરને બાર વર્ષની ઉમરે જ્યારે પોતાના કાકા

---

૧ આ જગ્યા પ્રથમ "યસરબ" ના નામથી ઓળખાતી હતી.

૨ તેઓ ઇ. સ. ૪૭૫માં જન્મ્યા હતા અને ઇ. સ ૫૭૯માં મરણ પામ્યા.

વેપાર માટે શામમાં જતા હતા ત્યારે સાથે લઈ ગયા. આ મુસાફરીની દરમ્યાન બસરા આગળ **બોહેરા** નામનો એક ખ્રિસ્તિ રાહેબ (ત્યાગી) હઝરતના કાકાને મળ્યો. આ રાહેબ હઝરત પેયગમ્બરની પેયગમ્બરી પદવીની નિશાનીઓ એલાહી પુસ્તકોમાં વાંચ્યાથી જાણતો હતો. જ્યારે તેણે કાફલાની અંદર હઝરત પેયગમ્બર ઉપરજ એક વાદળાંને છાંયો કરતું જોયું ત્યારે તે અબુતાલેબ પાસે આવ્યો, અને તેનો ભત્રિજો આ દુનિયામાં ઝાહેર થઈ છેલ્લા પેયગમ્બર થવાના છે તેને માટે તેને મુબારકબાદી આપી અને હઝરતને શામમાં નહિ લઈ જવાની ચેતવણી આપી, કારણ કે યહુદીઓ હઝરતના દુશ્મન છે અને કદાચ તેઓ હઝરતને અડચણ કરે, તેથી **અબુતાલેબે** પોતાનો માલ ત્યાંજ વેચી નાંખ્યો, અને તરતજ મક્કા તરફ પાછા ફર્યા.

હઝરત પેયગમ્બરની ઉંમર ૨૫ વર્ષની થઈ ત્યારે મક્કામાં **ખદીજા**[1] નામની સૌથી તવંગર સ્ત્રીની દરખાસ્તથી હઝરતને એક કાફલાના ઉપરી નીમી વેપારની ઘણી ચીઝો સહિત **ખદીજા**ના એક આડતીઆ તરીકે શામમાં મોકલવામાં આવ્યા. હઝરતનો કટ્ટો દુશ્મન **અબુ–જહલ** પણ આ કાફલામાં હતો, આ મુસાફેરી દરમ્યાન જે જે આશ્ચર્યકારક બનાવો અને મોઅજેઝાઓ હઝરતે કર્યા તે સઘળાં ઇતિહાસમાં વર્ણવેલાં

૧ બીબી ખદીજા એ કાસએના પુત્રના દીકરા ખુવેલીદનાં દીકરી થતાં હતાં.

છે. પણ તે ઘણાં લાંબાં હોવાથી અહિં આપી શકાય તેમ નથી, તે મુસાફરીમાં હઝરત ફતેહમંદ થયા અને વેપારમાં ઘણોજ ફાયદો થયો; અને **મકકે** પાછા આવ્યા ત્યારે **ખદીજા** હઝરતને ઘણાંજ માન અને ખુશી સહિત મળ્યાં. હઝરતના કરેલા મોઅજેઝાઓની ખબર **ખદીજાને** અગાઉથી પહોચી હતી; અને તેથી હઝરતની ઉપર તેણીને ઘણોજ પ્રેમ ઉત્પન્ન થયો. જો કે **ખદીજાએ** વિધવા થયા પછી મક્કાના ઘણાજ મ્હોટા અને માનવંત રહેવાસીઓની શાદીની દરખાસ્ત નાકબૂલ કરી હતી, તોપણ આ વખતે તેણીએ એકદમ શાદીને માટે હઝરતને દરખાસ્ત મોકલી. જ્યારે હઝરત તેણીને પરણ્યા ત્યારે તેણીની ઉમર ૪૦ વર્ષની હતી, અને તે પહેલાં તેણી બે વખત પરણી હતી. હઝરત સાથે પરણ્યા પછી **ખદીજાને** બે દીકરા અને ચાર દીકરીઓ થઈ; એક **કાસેમ**, પણ તે બે વર્ષની ઉંમરે મરણ પામ્યા હતાં, અને આ ઉપરથી હઝરતને "**અબુલ-કાસેમ**" પણ કહેવામાં આવે છે, **બીજો અબ્દુલ્લાહ**; તે પણ નાનપણમાંજ મરણ પામ્યો હતો અને ચાર દીકરીઓનાં નામ **ઝેનબ, રોકીય્યા, ઓમ્મે-કુલસુમ**; અને **ફાતેમા** એ પ્રમાણે હતાં.

૩૫ વર્ષની ઉંમરે જ્યારે કોરૈશ લોકો પવિત્ર કઅબાની મરમ્મત કરતા હતા, અને **હજરૂલ-અસ્વદ**[1] ને તેની

---

૧ આ આકાશમાંથી પડેલો એક પત્થર છે, આ મત ક્યારે બંધાયેલ

જગ્યાએ ફરીથી મૂકવા માટે એક મ્હોટો ઝઘડો તેઓની વચ્ચે ઉઠયો ત્યારે હઝરતે તે ઝઘડાનું નીચે પ્રમાણે સમાધાન કર્યું. કઅબાનું મકાન નીચું હોવાથી અને કેટલેક ઠેકાણે જીર્ણ થઈ જવાથી કોરૈશ લોકોએ તેને મરમ્મત કરી ઉંચું ચઢાવવાનો એરાદો કર્યો. જ્યારે તે મકાન ચણતાં ચણતાં **હજરૂલ-અસ્વદ** મૂકવાનો વખત આવ્યો ત્યારે તે પથ્થર તે જગ્યાએ કોણ મૂકે તે વિષે તકરાર ઉઠી. કારણ કે દરેક કોમ તે માન મેળવવા હક્ક ધરાવતી હતી. પણ છેવટે એમ મુકરર થયું કે **બની શૈબાને** દરવાઝેથી જે માણસ પહેલ વહેલો દાખલ થાય તે જે ફૈંસલો આપે તે સૌએ મંઝુર રાખવો. પ્રથમ દાખલ થનાર આપ (હઝરત) હતા, અને તે ઘણા વખતથી "**અલ અમીન**" (વિશ્વાશપાત્ર) તરીકે વખણાતા હતા. હઝરતે પોતાનો **અબા**[2] પાથરી તેના વચલા ભાગમાં **હજરૂલ-અસ્વદ** મૂકયો, અને હોકમ કર્યો કે દરેક કોમમાંથી એકેક માણસે **અબાનો** એક ખૂણો પકડવો, અને તે પથ્થરને તેની જગ્યાએ મૂકવો, આ ફૈંસલો તેઓ સઘળાએ કબૂલ રાખ્યો, અને કઅબાનું કામ પૂરૂં કરવામાં આવ્યું. આશરે ૩૬ વર્ષની ઉંમરે હઝરતને પોતાની પેયગમ્બરી પદવીની

---

તે નક્કી નથી, માત્ર મહાન હઝરતના હાથથી કાબામાં ગોઠવાયા પછી લોકો તેને અગત્યનો ગણે છે.

૨ હઝરતની પાસે એક કપડું હતું તે.

અને **બેઅસતની** નિશાનીઓ ઝાહેર થવા લાગી. પ્રથમ તે નિશાનીઓ સાચા સ્વપ્ના તરીકે ઝાહેર થઈ અને ધીમે ધીમે એલાહી વહ્યથી ઝાહેર થઈ. આ દિવસોની દરમ્યાન જે જે સ્વપ્નાં હઝરતને આવતાં તે પૂરેપૂરાં ખરાં પડતાં; તેથી હઝરત પેયગમ્બર એકાંતમાં જઈ રહેતા અને **મક્કાની** પાસે આવેલા **હરરા** પર્વતની ગુફામાં જઈ ત્યાં રાતદિવસ ખુદાની બંદગીમાં મશગુલ રહેતા. કોઈ કોઈ વખત હઝરત **મકકામાં** આવતા અને થોડી વાર રહી પાછા ત્યાં ચાલ્યા જતા. છેવટે એક દિવસ વહ્ય ઉતર્યો અને **જેબ્રાઇલ** ફરેશ્તાએ હઝરત પાસે આવીને કહ્યું કે તમે વાંચો; પણ હઝરતે જવાબ આપ્યો કે મને વાંચતાં આવડતું નથી. ત્યારે જેબ્રાઇલે હઝરતને બાથમાં લઈ તેનાથી સહન થઈ શકે તેમ દાબ્યા, અને ફરીથી કહ્યું કે તમે વાંચો. હઝરતે કહ્યું કે મને વાંચતાં આવડતું નથી, અને આ પ્રમાણે ત્રણ વખત બન્યું. ત્રીજી વખતે **જેબરાઇલે** કહ્યું કે "તમે તમારા પરવરદેગારના નામથી વાંચો." ત્યારે હઝરતે તે પાંચ આયા[1] વાંચી. હઝરત ઉપર આ પહેલો વહ્ય હતો, પણ પોતાના મનમાં કંઈ જરા બ્હીક છે એમ માલુમ પડવાથી હઝરત **મકકામાં** પોતાની સ્ત્રી **ખદીજા** પાસે પાછા આવ્યા, અને કહ્યું કે મને લૂગડું ઓઢાડ; અને **ખદીજાએ** હઝરતને લૂગડું ઓઢાડયું, અને થોડીવારમાં

---

૧ સુરા ૯૬ ની પહેલી પાંચ આયા.

હઝરતની બ્હીક જતી રહી, અને શાન્ત થયા. પછી હઝરતે જે બન્યું હતું તે **ખદીજાને** કહી સંભળાવ્યું. **ખદીજાએ** હઝરતને દિલાસો આપ્યો અને પોતાના કાકાના દીકરા "**વરકા**"[1] પાસે હઝરતને લઈ જઈ તમામ હકીકત તેને કહી સંભળાવી. **વરકાએ** હઝરતને ખાતરી આપી કહ્યું કે જે તમારી પાસે આવ્યા હતા તે **જેબરાઈલ** ફરેશ્તા છે કે જે અગાઉ પણ પેયગમ્બરો ઉપર એલાહી સંદેશા અને વહ્ય લાવતા. થોડી મુદ્દત પછી **વરકા** મરણ પામ્યો. પણ મરતી વખતે તેણે દિલગીરી બતાવી હઝરતને કહ્યું કે હું તમારી બેઅસત (પેયગમ્બરી) ના વખતમાં તમને મદદ કરવાને રહ્યો નહિ. હઝરત પાસે **જેબરાઈલ** પહેલો વહ્ય લાવ્યા તે પછી થોડી મુદ્દતની દરમ્યાન હઝરત ઉપર કાંઈ વહ્ય મોકલવામાં આવ્યો નહિ; અને તે દરમ્યાન હઝરતના મનમાં સહેજ દિલગીરી થઇ, પણ અમુક મુદ્દત વીતી ગયા પછી જ્યારે હઝરત પોતાનું કપડું ઓઢી સૂતા હતા ત્યારે ફરીવાર **જેબરાઈલ** ફરેશ્તા આવ્યા અને તેણે હઝરતને નીચે પ્રમાણે કહ્યું, "હે તું ત્હારા કપડાંમાં વિંટળાએલા, ઉભો થા, અને ધર્મનો ઉપદેશ કર."[2] આ હઝરતની પેયગમ્બરી પદવી માટે એલાહી સંદેશો હતો, અને તે "બેઅસત" કહેવાય છે; અને ત્યાર પછીથી હઝરત ઉપર હમેશ વહ્ય ઉતરતા હતા.

---

૧ એમને વર્કા બીનનૌફલ પણ કહે છે.

૨ કુરઆન શરીફ સુરએ મુદસ્સેરો તથા મુઝમ્મેલો જુઓ.

ત્રણ વર્ષ સુધી હઝરતે ખાનગી રીતે લોકોને, ખાસ કરીને પોતાનાં સગાં સંબંધીને ધર્મોપદેશ કર્યો. છેવટે ખુદાએ હઝરતને જાહેર રીતે ધર્મનો બોધ કરવાનો હોકમ કર્યો. **સૌથી** પહેલી **એસ્લામ** ધર્મ સ્વીકારનાર પોતાની વફાદાર સ્ત્રી **ખદીજા** હતી. પણ તેણીની પછી તરતજ કોણે **એસ્લામ** ધર્મ કબૂલ કર્યો તે વિષે જૂદી જૂદી હદીસો છે. કેટલાક કહે છે કે તે **હઝરત અલી** હતા, અને તેની પછી **ઝદ.** અને પછી પહેલા **ખલીફા અબુ–બક્ર**[1] હતા. પણ સુન્નીના મત પ્રમાણે પહેલા ખલીફા **અબુ–બક્ર** હતા; અને તે પછી ટૂંક મુદતની અંદર આશરે ૫૦ માણસો **એસ્લામ** ધર્મમાં દાખલ થયા. હઝરતના બેઅસતના ચોથા વર્ષમાં હઝરતે **મૂર્તિપૂજાની વિરૂદ્ધ ઉપદેશ કરવા માંડયો;** જેથી **મક્કાના** રહેવાસીઓની દુશ્મનાઈ હઝરત તરફ ઉશ્કેરાઈ, અને તેઓ મુસલમાન લોકો ઉપર ઝુલમ ગુઝારવા અને તેઓનું અપમાન કરવા મંડયા જેમ જેમ મોમેનોની સંખ્યા વધતી ગઈ તેમ તેમ **મક્કાના** રહેવાસીઓની દુશ્મનાઈ તેઓના તરફ વધતી ગઈ; તેથી કાફેરોના ઝુલમમાંથી બચવાને માટે હઝરતે મુસલમાનોને પરદેશમાં જઈ આશ્રય લેવાનું ફરમાન કર્યું. આ ઉપરથી આશરે **૧૫** માણસો પોતાના કુટુંબ કબીલાને લઇ વહાણમાં બેસી હબ-

---

૧ અબુબકરનો આખો અર્થ "કુમારીકાનો બાપ" એવો થાય છે. હઝરતે જેટલાં લગ્ન કર્યાં તેમાં ફક્ત બીબી આઇશાંજ કુંવારાં હતાં. લોકોના મનનું સમાધાન કરતા તેથી તેમને સીદીકનો મરતબો મળ્યો.

**શામાં** ગયા.[1] અને ત્યાંના રાજા **નજાશીએ** તેઓને આશ્રય આપી તેમનું રક્ષણ કર્યું, અને ત્રણ વર્ષ પછી પાછા તેઓ **મક્કામાં** આવ્યા.

બેઅસતના દશમા વર્ષની શરૂઆતે અને પોતાની ૫૦ વર્ષની ઉંમરે હઝરતની સ્ત્રી **ખદીજા** વફાત પામ્યાં. (કાલુ ઈન્ના લીલ્લાહે વ ઈન્ના એલેહે રાજેઊન.) ૨૫ વર્ષ સુધી તેણી હઝરતના મદદગાર રહ્યાં, અને તેણીની વફાતથી હઝરતને બેહદ દિલગીરી થઇ. વફાત વખતે **ખદીજાની** ઉંમર ૬૫ વર્ષની હતી. તેજ વર્ષમાં હઝરતના કાકા **અબુ-તાલેબ** જેણે હઝરતને પોતાના રક્ષણ તળે રાખ્યા હતા તેવણ પણ વફાત પામ્યા. (કાલુ ઈન્ના લીલ્લાહે વ ઈન્ના એલેહે રાજેઊન.) **ખદીજા**ની વફાત પછી બેએક મહિને હઝરત **સૌદાને** પરણ્યા અને પહેલા ખલીફાની દીકરી **આયેશા** સાથે પણ હઝરતે વેવિશાળ કર્યું. કેટલાક માને છે કે હઝરતની **મેઅરાજ** (રાતે આકાશ તરફ ગયા તે) પણ આજ વર્ષમાં થઈ હતી. પણ કેટલાક માને છે કે બેઅસતના બારમા વર્ષમાં **મેઅરાજ** થઈ હતી. **અબુતાલેબ**ના અને **ખદીજાના** વફાત પામવા પછી હઝરત **મક્કા** પાસેના **તાયેફ** શેહેરમાં ગયા, અને ત્યાંના રહેવાસીઓને **એસ્લામ** ધર્મમાં દાખલ થવા ઉપદેશ કર્યો; પણ તેઓ પોતાના કાફેર પણાને વળગી રહ્યા, તેથી હઝરતને પાછા **મક્કે** આવવાની ઝરૂર

---

૧ ઇ. સ. ૬૧૫ માં એટલે નબુવતના પાંચમા વરસે.

પડી. પાછા આવતાં રસ્તામાં જ્યારે હઝરત રાતને વખતે **બત્ને-નખલામાં**[1] કોરઆને શરીફ વાંચતા હતા ત્યારે **નસીબીનમાંથી** સાત જેન્નો હઝરતનો આવાઝ સાંભળીને હઝરતની પાસે આવ્યા અને તરતજ તેઓએ **એસ્લામ** ધર્મ કબૂલ કર્યો. ત્રણ મહિના પછી જેન્નોની એક મ્હોટી સંખ્યાએ હઝરત પેયગમ્બર પાસે આવી **એસ્લામ ધર્મ** ગ્રહણ કર્યો.

બેઅસતના ૧૧ મા વર્ષમાં **મક્કાના** વાર્ષિક મેળાવડા વખતે મદિનામાંથી છ માણુસો હઝરત પેયગમ્બર પાસે આવી મુસલમાન થયા. તેઓ પાછા મદિને ગયા ત્યારે તેઓએ પોતાના નવા ધર્મના સમાચાર ત્યાંના બીજા રહેવાસીઓને કહ્યા; તેથી તેઓમાંના કેટલાક **એસ્લામ** ધર્મ કબૂલ કરી મુસલમાન થયા. આ ઉપરથી આવતા વર્ષના મેળાવડા વખતે મદિનાના બાર રહેવાસીઓ હઝરત પેયગમ્બર પાસે આવ્યા અને તેઓએ સોગંદ ખાઈ વચન આપ્યું કે અમે **અલ્લાહ** સિવાય બીજા કોઈ ખુદાને માનીશું નહિ; અને વ્યભિચાર, ચોરી, નિંદા અને બાળહત્યાથી દૂર રહીશું. જે ઠેકાણે આ વચન આપવામાં આવ્યું તે "**અરફા**" અને "**મેના**" વચ્ચેની એક જગ્યા છે કે જે "**અકાબા**" કહેવાતી હતી; તેથી આ **મદિનાના** રહેવાસીઓએ આપેલું વચન **અકાબાની પહેલી**

---

૧ મક્કા આગળ એક જગ્યા છે.

બૈયઅત કહેવાય છે. જ્યારે તેઓ પાછા મદિને ગયા ત્યારે **તેમની** સાથે હઝરતે તેમને કોરઆનમાં લખેલા કાયદા શીખવવાને અને ધર્મ-નિયમો બતાવવાને **મુસઅબ-બેન-ઓમૈરને** મોકલ્યો.

બેઅસતના ૧૩ મા વર્ષમાં જ્યારે **મક્કાના** મેળાવડાનો અને જાત્રાનો વખત આવ્યો ત્યારે મદિનેથી ૭૨ પુરૂષો અને બે સ્ત્રીઓ કે જે **એસ્લામ ધર્મ**માં દાખલ થયાં હતાં તેઓને હઝરત પાસે લાવવામાં આવ્યાં. કુરબાનીને વળતે દિવસે તેઓએ હઝરત પાસે આવી હઝરતને મદિને લઈ જવાની દરખાસ્ત કરી, અને તેઓએ સોગંદ ખાઈ હઝરતને વચન આપ્યું કે તેઓ **એસ્લામ** ધર્મનું તેઓના જીવને જોખમે પણ રક્ષણ કરવા તૈયાર છે. હઝરતે તેઓની આ દરખાસ્ત સ્વીકારી, અને આ વખતનું આપેલું વચન બીજી બૈયઅત કહેવાય છે. **મક્કાના કોરૈશ** લોકોને આ બાબત સહેજ ખબર પડવાથી અને આથી એસ્લામ ધર્મની ચઢીયાતી થશે એમ બ્હીક લાગવાથી તેઓ આગળ કરતાં મુસલમાનો ઉપર વધારે ઝુલમ ગુઝારવા મંડયા. તેથી હઝરતે મુસલમાનોને દેશ છોડી બહાર જવાનું ફરમાન કર્યું, અને તેમનામાંના ઘણા **મદિના** તરફ રવાના થયા. આ વખતે **મક્કાના** રહેવાસીઓએ એક સભા ભરી **હઝરતની** વિરૂદ્ધ કાવતરાં

**રચવા માંડયાં;** તે સભાની અંદર **અબુ-જહ્‌લે**[1] એમ દરખાસ્ત મૂકી કે દરેક **કોમમાંથી** એકેક જણાએ સાથે ભેગાં થઈ પેયગમ્બરના ઘર ઉપર છાપો મારવો અને હઝરતને મારી નાંખવો; પણ આ બાબત હઝરતને **જેબ્રાઇલે** અગાઉથી ખબર આપ્યાથી તે રાતે પોતાના બિછાનામાં હઝરત અલીને સૂવાનું ફરમાન કરીને પહેલા ખલીફા **અબુ-બક્રની** સાથે **મક્કા** પાસેના એક પહાડમાં નાસી ગયા.[2] **કોરૈશોને** આ વાતની ખબર પડતાં તેઓ તરતજ તેઓની પછવાડે પડયા; પણ હઝરતને એલાહી મદદ મળવાથી તેઓનું કાંઈ વળ્યું નહિ, અને નિરાશ થઈ પાછા ફર્યા. હઝરત ત્રણ દિવસ સુધી ત્યાં રહ્યા, અને ચોથે દિવસે મદિને જવા નીકળ્યા, ત્યાં ત્રણ દિવસે સહીસલામત પહોંચ્યા. આ વખતથી "**હેજ્‌રા**" નો સન શરૂ થાય છે; અને હાલ મુસલમાન લોકોના વર્ષની ગણતરી તે ઉપરથી થાય છે. **મદિનાના** લોકોએ હઝરત પેયગમ્બરનો ઘણીજ નમ્રતા અને ઘણીજ ખુશીથી આદર-સત્કાર કર્યો; અને તરતજ તેઓએ એક મસ્જેદનો પાયો નાંખ્યો કે જે "**મસ્જેદુન-નબી**" કહેવાય છે. તેજ વર્ષમાં

---

૧ એનું પ્રથમ નામ અમરૂ હતું. હઝરતને કનડવાથી કાફરોએ તેને અબુ-હકમ (અક્કલનો પીતા) નામ આપ્યું હતું. તે હઝરતનો સગો થતો હતો. હઝરતથી દુશ્મની રાખવાથી તેનું નામ અબુ-જેહલ પડયું હતું.

૨ જુઓ કુરઆન શરીફ સુરએ યાસીન.

અહિંઆં **સલમાન-ફારસી**[1] કે જે હઝરતના મ્હોટા અસહાબોમાંનો એક હતો તે **એસ્લામ**માં દાખલ થયો, અને વળી આજ વર્ષમાં **અઝાનના** કાયદાનું ફરમાન થયું. અને હઝરત **બેલાલ**[2]ને અઝાન આપવા માટે નીમવામાં આવ્યો.

**મદિને** આવ્યા પછી આશરે દશ વર્ષ પછી હઝરત પેયગમ્બર વફાત પામ્યા. આ વર્ષો હઝરતે પોતાનો ધર્મ ફેલાવવામાં અને કાફેરો સાથે લડવામાં ગુઝાર્યાં; અને તે દરમ્યાન કાફેરો સાથે કેટલીક લડાઇઓ પણ લડવામાં આવી; જે જે લડાઈમાં હઝરતે પોતે ભાગ લઈ લશ્કરની સરદારી કરી હતી તે "**ગઝવાત**" કહેવાય છે. અને જે લડાઈમાં પોતે હાઝર નહોતા, પણ પોતાના સરદારોના હાથ નીચે લડવામાં આવી હતી તે "**સરાયા**" કહેવાય છે. સઘળી મળીને

---

૧ આ ગ્રહસ્થ પણ હઝરતના બોધથી આકર્ષાઇ ઇસ્લામમાં આવ્યા. તેઓ ઘણા વિદ્વાન્ અને બુદ્ધિશાળી હતા ક્રિશ્ચિયન ધર્મમાં તેમની કુશળતા ઘણી ચઢીઆતી હતી. ઇસ્લામના કેટલાક વિરોધીઓ કહે છે કે, તેઓ કુરઆન રચીને હઝરતને આપતા હતા પણ આ આક્ષેપ પાયા વગરનો છે. કારણ કે તેઓ ઇરાન દેશના હોવાથી અરબી ભાષાનું જ્ઞાન તેઓને તે વખતે જોઇએ તેવું ન હતું અને કુરઆન પાકની ભાષા શુદ્ધ અરબી છે.(જુઓ નારાયણ હેમચંદ્ર કૃત "હઝરતનું જીવનચરિત્ર પૃષ્ટ ૧૨૬.)

૨ હઝરત બેલાલ (૨૦) નો હી સ. ૨૦ માં ૭૦ વરસના થઇ દમિશ્કમાં ઇંતેકાલ થયો

૭૦ કરતાં વધારે લડાઇઓ થયેલી છે;[1] તેમાંથી જૂદા જૂદા મત પ્રમાણે ૧૯ કે ૨૧ કે ૨૪ કે ૨૭ લડાઇઓમાં હઝરત પેયગમ્બર પોતેજ હાઝેર હતા, અને બાકીની હઝરતના સરદારોના હાથ નીચે લડવામાં આવી હતી.

હેજરાના બીજા વર્ષમાં હઝરત **બદ્દરના** મેદાનમાં **મક્કાના કોરેશો** સામે લડ્યા.* તે યુદ્ધમાં **કોરૈશોની** હાર થઈ, અને **અબુ-જહ્લ** મરાયો. વળી આજ વર્ષમાં **રમઝાનમાં રોઝા** રાખવાનું અને ફેત્રા આપવાનું ફરમાન થયું. વળી **કેબલા** પણ **બયતોલ-મોકદ્દસ** તરફથી **કઅબા** તરફ ફેરવવામાં આવ્યું, અને **હઝરત અલીનું ફાતેમા** સાથે લગ્ન થયું.

હેજ્રાને ત્રીજે વર્ષે ઓહોદની લડાઈ થઈ તેમાં હઝરતના કાકા હઝરત **હમઝા** શહીદ થયા.

હેજ્રાના ચોથા વર્ષમાં કેટલીક લડાઇઓ થઈ હતી; તેમાં મુખ્ય લડાઈ **બનુ-નઝર** નામની યહુદીકોમ સામે હતી. તેઓને તેઓના ફસાદને લીધે **મદિનામાંથી** હાંકી કાઢવામાં

---

૧ આ લડાઇ ઇ. સને ૫૮૦ થી ઈ. સને ૫૯૦ સુધી ચાલી હતી.

* આ લડાઇમાં મુસલમાનો ૩૧૩ હતા, જ્યારે કાફેર લોકો ૯૫૦ હતા. પણ કાફેરોને મુસલમાનોની સંખ્યા વધારે દેખાઇ અને આખરે કાફરોની હાર થઇ તેમજ કેટલાક કેદી તરીકે પકડાયા. ( જુઓ સુરતોલ અનફાલ. )

આવ્યા અને કેટલીક હદીસો પ્રમાણે આ વર્ષમાં દારૂ પીવાની પણ મના કરવામાં આવી હતી.

હેજ્રાના પાંચમા વર્ષમાં **મોરૈયસીઅ** અને **ખંદકની** લડાઇઓ યહુદીઓ સામે લડવામાં આવી હતી.

હેજ્રાના છઠ્ઠા વર્ષમાં હઝરત જ્યારે **મક્કે હજ** કરવા ગયા ત્યારે ત્યાંના **કોરશો** અને હઝરતની વચ્ચે **હોદબીય્યાનું** તહનામું થયું. કેટલાકના મત પ્રમાણે હજના કાયદાનું પણ આજ વર્ષે ફરમાન થયું હતું; પણ કેટલાક માને છે કે તે ફરમાન હેજ્રાના નવમે વર્ષે થયું હતું. વળી આજ વર્ષમાં હઝરત પેયગમ્બરે છ પાદશાહોને એસ્લામ ધર્મમાં દાખલ થવા માટે કાગળ લખી મોકલ્યો હતો:—(૧) હબશાનો રાજા **નજાશી**, (૨) રૂમનો પાદશાહ **હરકુલ**; (૩) ઇરાનનો રાજા **ખુશરૂ પરવીઝ**,[૧] (૪) **એસ્કંદરીય્યાનો** રાજા **મોકૌકસ**.[૨] (૫) શામનો હાકેમ **હરાસ** (૬) યમા-

---

૧. એણે હઝરતનો કાગળ ફાડી નાંખ્યો; અને જયારે આ વાતની હઝરતને ખબર પડી ત્યારે તેણે ફરમાવ્યું કે આજ પ્રમાણે તેનું રાજ્ય છિન્નભિન્ન થઇ જઇ પાયમાલ થશે; અને આ હઝરતની ભવિષ્ય વાણીની સત્યતા થોડાજ વખતમાં ઝાહેર થઇ, અને અરબ લોકોએ ઇરાનના રાજ્ય ઉપર ચઢાઇ કરી જીતી લીધું

૨ તેણે ઘણો માનપૂર્વક જવાબ આપી બે કેપ્તા કનીઝો હઝરતને ભેટ તરીકે મોકલી. તેમાંની એકનું નામ **મારીયા** હતું, અને હઝરતનો દીકરો **એબ્રાહીમ** તેનાથી જન્મ્યો હતો.

માનો હાકેમ **હન્ઝા.**

હેજ્રાના સાતમા વર્ષમાં હઝરત પોતાનું લશ્કર પોતાની સરદારી તળે **ખબર** તરફ લઈ ગયા. **ખૈબર** એક જિલ્લો છે, અને તેમાં યહુદી લોકો વસતા હતા. તેની અને મદિનાની વચ્ચે આશરે છ દિવસનો રસ્તો છે. આ લડાઈમાં[1] યહુદીઓનો પરાજય થયો, અને તેઓના સાત કિલ્લા મુસલમાન લોકોના હાથમાં આવ્યા. અહિંઆં એક યહુદી સ્ત્રીએ હઝરતને ઝેર દેવાની કોશેષ કરી, તેણીએ એક બકરીના બચ્ચાનું માંસ રાંધી તૈયાર કર્યું, પછી તેમાં ઝેર નાંખ્યું અને તે લાવી હઝરત પાસે મૂક્યું. પણ હઝરતને ખબર પડવાથી હઝરતે તેણીને મારી નાંખવાનો હોકમ કર્યો. વળી આ વર્ષે ઝિલકઅદ મહિનામાં હઝરત પેગમ્બરે **મક્કાની** મોલાકાત લેવાનો એરાદો કર્યો; તેથી ઘણા મુસલમાનોને સાથે લઈ **મદિનામાંથી** બહાર નીકળ્યા; પણ **કોરશ** લોકો દુશ્મનાઇને લીધે સામા થવા લાગ્યા. તેથી હઝરત પશ્ચિમ તરફ ફર્યા અને **હોદૈબીય્યા** આગળ પડાવ નાંખ્યો અહિં **હોદૈબીય્યાનું** સલાહનામું મુકરર થયું. તેમાં એવો કરાર થયો કે દશ વર્ષ સુધી સઘળી જાતની દુશ્મની બંધ કરવી, અને હવે પછીથી મુસલમાનોને દર વર્ષે એક વખત મક્કાની મોલાકાત લેવા આવવાને અને ત્યાં માત્ર ત્રણ દિવસ સુધી રહેવાને હક્ક આપવામાં આવ્યો.

---

૧ આ લડાઇ હી. સને ૮ માં થઇ હતી.

હેજ્રાના આઠમા વર્ષમાં **મકકાના** રહેવાસીઓએ **હોદૈબીય્યાની** સંધીમાં થયેલી શરતો તોડયાથી હઝરત પેયગમ્બર **મકકા** તરફ લશ્કર લઇને ગયા, અને તે જીતી લીધું, અને કઅબાની અંદરની સઘળી મૂર્તિઓને ભાંગી નાંખી.* થોડા વખત પછી મુસલમાનો અને હવાઝેનની કોમ વચ્ચે **હુનનની** લડાઈ[1] થઇ. આ લડાઇમાં આકાશમાંથી મોકલેલા ફરેશ્તાઓએ મુસલમાનોને મદદ કરી હતી.

નવમા વર્ષમાં તબુકની લડાઈ થઈ.

દશમા વર્ષમાં ઘણીએક કોમો હઝરત પેયગમ્બર પાસે આવી એસ્લામ ધર્મમાં દાખલ થઈ. મુસૈલેમા કઝઝાબ[2] તેપણ આ વર્ષે હઝરત પેયગમ્બરને મદિને મળવા આવ્યો.

* મક્કાના મૂર્તિપુજકો માનતા હતા કે તેઓની મૂર્તિઓ ખુદાની પાસે ભલામણ કરશે તેને નહીં નાબૂદ કરવાને માટે. પણ આ તેઓના મૂર્ખાઇ ભરેલા વિચારો રદ કરવાને આ વાકય વહ્ય કરવામાં આવ્યું. (જુઓ સુરતો યુનોસ.)

---

૧ આ લડાઇ હી. સને ૮ માં સવ્વાલ મહીનામાં થઈ હતી.

૨ આ સખસ હી. સને ૯ માં યમામાના પ્રદેશમાંથી બની હનીફાના ટોળાં સાથે મદીને આવ્યો હતો તેની સાથે આવેલા બધા માણસો મુસલમાન થઇ ગયા હતા, પણ તેણે પેગમ્બર હોવાનો દાવો કર્યો હતો. હઝરતની વફાત બાદ આ જુઠો દાવો કરનારની સાથે ૧ લાખ માણસ જોડાયા હતા. પણ આખરે સત્યજનોજ જય થયો. અને તે સઘળા ખુદાના કેહરથી હલાક થઇ પાર પડયા.

સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ વખતે નમાઝ પઢવાના કાયદાનો પણ આ વર્ષે હોકમ કરવામાં આવ્યો. પવિત્ર **મક્કાની** છેલ્લી હજ જે "**હજજતોલવદાઅ**" કહેવાય છે તેપણ હઝરત પેયગમ્બરે આ વર્ષે કરી; અને તે વખતે લગભગ ૧૨૪૦૦૦ માણસો હઝરતની સાથે હજ કરવા ગયાં હતાં.

૧૧. મા વર્ષની શરૂઆતમાં મક્કે હજ કરી હઝરત **મદિને** પાછા આવ્યા, પછી બીમાર થયા અને થોડા દિવસની અંદર હઝરત વફાત પામ્યા. (કાલુ ઈન્ના લીલ્લાહે વ ઈન્ના એલેહે રાજે-ઊન) હઝરત પેયગમ્બરની બીમારીના ખબર ફેલાયા ત્યારે ત્રણ પુરૂષોએ અને એક સ્ત્રીએ આ પ્રસંગનો લાભ લઈને પોતે પેયગમ્બર છે એમ દાવો કર્યો. આ ત્રણ પુરૂષો **મુસૈલેમા, તુલૈહા,** અને **અસ્વદ** હતા; અને ચોથી **સજાહ** નામની સ્ત્રી હતી. પહેલા ખલીફાના ખેલાફતની વખતમાં ખાલેદ કે જે એક બહાદુર લડવૈયો અને મ્હોટો સરદાર હતો તેને **મુસૈલેમા** સામે લડવા માટે મોકલવામાં આવ્યો અને એક સખ્ત લડાઈ લડવામાં આવી જેમાં **મુસલેમા** મરાયો. પણ **તુલૈહા** જલદી તાબે થયો, અને પાછો **એસ્લામ** ધર્મમાં દાખલ થયો. **અસ્વદ આસ** કોમનો એક સત્તાવાન આગેવાન હતો. તેને તેના ઘરમાં **કેસ-એબ્ની-અબ્દે-યકુસ** અને **હમ્દાન** કોમની એક ટોળીએ મળી મારી નાંખ્યો. આ હઝરત પેયગમ્બરનો ઘણોજ ટૂંક વૃત્તાંત છે, અને આ

ઠેકાણે એટલો હું બસ ધારૂં છું, કારણ કે હઝરતનો પૂરેપૂરો ઇતિહાસ અને વૃત્તાંત આપતાં તો મ્હોટાં પુસ્તકો ભરાય. જો કે હઝરત પોતે ૧૩૦૦ વર્ષ થયાં વફાત પામ્યા છે, તો પણ આ દુનિયામાં એવી એકે જગ્યા ભાગ્યેજ હશે કે જ્યાં **એસ્લામ ધર્મનો** ફેલાવો થયો ન હોય. દુનિયાના ગમે તે ભાગમાં જાઓ તો ત્યાં તમે જોશો કે મોઅઝ્ઝેન મિનારા ઉપર પોકારે છે કે "**અલ્લાહો અકબર, અલ્લાહો અકબર.**" "**અલ્લાહ** સિવાય બીજો કોઈ ખુદા નથી અને **મોહમ્મદ** તેનો પેયગમ્બર છે."



# કુરઆન શરીફ વિષે ટુંક ઈન્તેખાબ.

**કોરઆને શરીફ એસ્લામ** ધર્મનું મૂળ અને પાયો છે; અને લાખો કરોડો મુસલમાનોનું તે એક પવિત્ર **એલાહી પુસ્તક** છે.[1] સઘળા મુસલમાનો માને છે કે તે ખુદાનું પાક કલામ છે. એ સત્ય વાત છે કે આ દુનિયાની અંદર **કોરઆને શરીફ** જેવી એકે એવી કેતાબ નથી કે જે હમેશા વંચાતી હોય. મુસલમાનોને માટે દરેક પ્રસંગે અને દરેક જગ્યાએ **કોરઆને મજીદ** તેઓની બંદગીનું મૂળ છે; અને તેઓની કેળવણી અને શિખામણનો પાયો છે, અને તેઓના ધર્મ-નિયમો તથા કાયદાનો સંગ્રહ છે. એટલે કે કોરઆને શરીફ તેમનું ધર્મ સંબંધી સર્વસ્વ છે. તે પવિત્ર કેતાબ અરબી ભાષામાં લખેલી છે, અને સઘળા વિદ્વાનોએ કબૂલ કરેલું છે કે તે અરબી ભાષાની પરિપૂર્ણ અને ઉત્તમ એબારત (શૈલી) માં લખેલી છે; અને તેમજ કોઈ માણસ તેના જેવું બોલી કે લખી શકે નહિ.[2] તે હઝરત પેયગમ્બરનો કયામત

---

૧ જાણીતા ઇંગ્રેજ તવારીખનવેસ મી. ગોડફ્રે હેગીન્સ લખે છે કે:—"જેવી જબરદસ્ત શાનવાળી ઇબારતો ખરૂં જોતાં કુરઆન મજીદની છે, તેનાથી વધારે શ્રેષ્ટ આખી દુનીયામાંથી મળવી અશક્ય છે," (ધ એપોલૉઝી ફૉર મોહંમદ જુઓ)

૨. "અને જો તમને તે કુરઆન વીશે કંઇ શંકા હોય, કે જે અમે અમારા બંદાઓપર ઉતાર્યું છે, તો તેના જેવું એકપણ સુરા

સુધી એક ચમત્કાર છે. અને તે ઉપરથી સાબેત થાય છે કે તે ખુદા તરફથીજ આવેલ છે, કારણ કે કોરઆને શરીફમાં કેટલાક ફકરા છે કે જેમાં હઝરતે તે ઝમાનાના ઘણાજ વિદ્વાન અને ફસાહતવાળા અરબોને કોરઆનના જેવી એક સુરા અથવા એકજ આયત લાવવાનું ફરમાવ્યું છે, પણ તેમ કરવાનું કોઈથી બની શકયું નથી. જૂદે જૂદે પ્રસંગે **જેબરાઈલ** ફરેશ્તા દ્વારાએ હઝરત પેયગમ્બરને કોરઆને મજીદ વહ્ય કરવામાં આવ્યું છે. આ પવિત્ર કેતાબમાં જે જે બાબતો લખવામાં આવી છે તેના મુખ્ય ત્રણ ભાગ પાડવામાં આવ્યા છેઃ— (૧) હઝરત પેયગમ્બરની અગાઉના પેયગમ્બરોનાં વૃત્તાંત અને લોકોનો ઇતિહાસ; અને પાપીઓ ઉપર થયેલી શિક્ષા તથા સદ્ગુણી માણસોને આપેલો બદલો. (૨) નમાઝ, રોઝા, નેકાહ, તલાક, હજ વગેરેના સંબંધમાં એસ્લામ ધર્મના કાયદાઓ.[1] (૩) નીતિ, આચાર વિચાર, હેકમત અને તત્ત્વજ્ઞાન તથા સર્વ જાતની શિખામણો. કોરઆન શરીફના કઈ રીતે

---

લાવો, અને તમે તમારા સાક્ષીઓને ખુદા સીવાય બોલાવો, જો તમે સાચું કહેતા હો.'' (સુરતુલ બકરા આયાત ૨૩)

૨. વિદ્વાન **મી. મીંગ્નાટન** લખે છે કે ''સ્વભાવિક રીતે જે લોકો સાથે અમને મોહબ્બત (પ્રીતી) થઇ શકે છે, તેઓના હક્કોની પૂરતી રીતે સંભાળ આ ઇસ્લામી કાયદાઓમાં હસ્તી ધરાવે છે અને બીજો કોઇ કાયદો કે જેમાં એથી વધુ અદલ ઇન્સાફ સમાએલા હોય તે ધ્યાનમાં આવવા મૂશ્કેલ છે.(જુઓ ''તોહફતુલ હિંદ'' પૃષ્ટ ૨૨૮)

વિભાગ પાડ્યા છે તે સંબંધી બરાબર ગણુતરી આપવી તે ઘણું મુશ્કેલ છે; કારણુ કે તફસીર લખનારાઓ વચ્ચે તે વિષે જૂદા જૂદા મત છે. કોરઆને શરીફના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવ્યા છે:—હર્ફ, કલેમા, આયા, સુરા, રોકુઅ, રોબૂઅ, નેસ્ફ, સોલ્સ, જોઝૂવ અને મનઝેલ. (૧) હર્ફ એટલે અક્ષર, અને કોરઆને શરીફની અંદર કેટલાકના મત પ્રમાણે ૩૨૩૬૭૧ અક્ષરો અને કેટલાકના કહેવા પ્રમાણે ૩૩૮૬૦૬ અક્ષરો છે. (૨) કલેમા એટલે શબ્દ; અને કોરઆને શરીફની અંદર જૂદા જૂદા મત પ્રમાણે ૭૭૯૩૪ અથવા ૭૯૯૩૪ શબ્દો છે. (૩) આયાનો મૂળ અર્થ નિશાની થાય છે, પણ ગુજરાતીમાં તેને એક વાક્ય અથવા શ્લોક કહીએ તો ચાલે; અને કોરઆને શરીફની સઘળી આયા સરખી નથી; કેટલીક લાંબી અને કેટલીક ટૂંકી છે. હઝરત પેયગમ્બર પછી કોરઆને શરીફની સાત નકલ કરવામાં આવી છે, અને તે નકલો કુફી, બસૂરી, શામી, મક્કી, મદની, હેજાઝી અને એરાકી કહેવાય છે; અને આ નકલોમાં કોરઆને શરીફની આયાની જૂદી જૂદી સંખ્યા આપવામાં આવી છે. પણ તે બધીમાં ૬૨૩૯ આયા કરતાં વધારે નથી. (૪) સુરા એટલે પ્રકરણુ અથવા અધ્યાય; અને કોરઆને શરીફમાં ૧૧૪ સુરા છે. દરેક સુરાનું નામ હોય છે, અને તે નામો તે સુરામાં આવેલા કોઇ શબ્દ ઉપરથી અથવા કાંઈ બનાવ ઉપરથી અથવા તેમાં આવેલા કોઇ માણુસના નામ ઉપરથી આપવામાં આવેલા છે; અને તે

બધી સુરાના મુખ્ય બે ભાગ છે. કેટલીક મક્કામાં બેઅસતના વખતમાં વહ્ય કરવામાં આવી છે અને કેટલીક હેજ્રા પછી મદિનામાં વહ્ય કરવામાં આવી છે; અને દરેક સુરાની શરૂઆતમાં તે કયાં વહ્ય કરવામાં આવી છે તે બતાવવામાં આવ્યું છે. નવમી સુરા સિવાય દરેક સુરા "બીસ્મીલ્લાહ" થી શરૂ થાય છે. (૫) "રેકુઅ" નો મૂળ અર્થ "નમવું" થાય છે; પણ કોરઆનમાં આશરે ૯ કે ૧૦ આયાને રેકુઅ કહે છે, અને જ્યારે કોરઆન વાંચતી વખતે દરેક રેકુઅ પૂરો થાય છે ત્યારે મુસલમાન લોકો કોરઆનના માનની ખાતર નમે છે; અને કોરઆનમાં જ્યાં એક રેકુઅ પૂરો થાય છે ત્યાં "આઈન" અક્ષર મૂકવામાં આવે છે. (૬) જોઝ્વ એટલે કોરઆનનો ૧/૩૦ ભાગ, અને તેને "સીપારા" પણ કહે છે; અને કોરઆનના એવા ૩૦ સીપારા કરવામાં આવ્યા છે. એટલા માટે કે દરરોઝ એક સીપારા લેખે એક મહિનામાં કોરઆન વાંચી શકાય. (૭) "નેસ્ફ" એટલે એક સીપારાનો અરધો ભાગ. (૮) "સોલ્સ" એટલે એક સીપારાનો ત્રીજો ભાગ. (૯) "રોબ્અ" એટલે એક સીપારાનો ચોથો ભાગ. (૧૦) મનઝેલ; અને મનઝેલ કોરઆને શરીફમાં સાત છે, જેથી આખું કોરઆને શરીફ સાત દિવસની અંદર વાંચી જવું સહેલું થાય; કારણ કે હદીસમાં લખેલું છે કે કોરઆને શરીફ સાત દિવસ કરતાં ઓછા દિવસમાં વાંચવું ન જોઇએ. પણ જાણવું જોઇએ કે સુરા અને આયા સિવાયના કોરઆને શરીફના બીજા ભાગો

વાંચવાની સગવડતાને માટેજ તફસીર લખનારાઓએ હઝરત પેયગમ્બરની પછી કરેલા છે.

૧૧૪ સુરામાંથી ૨૯ સુરા એવી છે કે જે અરબી મૂળાક્ષરોથી શરૂ થાય છે, અને એમ માનવામાં આવે છે કે આ અક્ષરોમાં ઘણા ગુહ્ય ભેદોનો સમાવેશ થયેલો છે; અને જો કે કેટલાક તફસીર લખનારાઓએ તે અક્ષરોનો અર્થ કરવાને યત્ન કર્યો છે તો પણ એમ કહી શકાય કે આ અક્ષરોના ચોકસ અર્થ ખુદા અને તેના પેયગમ્બર સિવાય બીજો કોઈ જાણતો નથી. હાલ જે આખું કોરઆને શરીફ આપણા મુસલમાનોના હાથમાં છે તે હઝરત પેયગમ્બરની ઉપર આશરે ૨૩ વર્ષની દરમ્યાન કકડે કકડે વહ્ય કરવામાં આવ્યું હતું. અરબ લોકોની ફતેહ પછી કોરઆને શરીફની નકલો કરીને જૂદા જૂદા પ્રાંતો અને દેશાવરોમાં તે લઈ જવામાં આવ્યું; અને તે વખતે શબ્દો ઉપર ઉચ્ચાર કરવા માટે હરકાત (ચિન્હો) મૂકવામાં આવ્યાં નહોતાં, તેથી અરબ લોકો જૂદી જૂદી રીતે ઉચ્ચાર કરી વાંચતા હતા. પણ ત્રીજા ખલીફાના વખતમાં એવી ધાસ્તી લાગી કે આથી કરીને મુસલમાનોમાં તકરાર ઉઠશે, તેથી તે ખલીફાએ હોકમ કર્યો કે જે વિદ્વાન્ માણસો કોરઆને શરીફ જાણવામાં પ્રવીણ છે તેઓએ ભેગા મળી તમામ નકલોનો મોકાબલો કરી એક સહીહ અને મોઅતબર નકલ તૈયાર કરવી જોઇએ. તે પ્રમાણે જ્યારે એક સહીહ

નકલ તૈયાર કરવામાં આવી ત્યારે તે ઉપરથી બીજી નકલો લખી જૂદા જૂદા દેશાવરોમાં મોકલવામાં આવી અને આગલી નકલોને નાબુદ કરવામાં આવી. હાલમાં પણ કોરઆને શરીફના કેટલાક શબ્દોના જૂદા જૂદા સાત કરાઅત (વાંચન) છે, અને તે કરાઅતો સાત મ્હોટા ઉસ્તાદ કારીઓએ બતાવેલા છે, અને તે સાત કારીઓ "**કુર્રાએ-સબ્આ**"ના નામથી ઓળખાય છે. તેઓનાં નામ:-**એબ્ને-કસીર, આસેમ, અબુ-અમ્ર, હમઝા, કેસાઈ, નાફેઅ**, અને **એબ્ને આમેર.** પણ આ જૂદા જૂદા ઉચ્ચારથી કોરઆને મજીદના મૂળ અર્થમાં કાંઈ ફેરફાર થતો નથી, તેથી ઉપર લખેલા સાત કારીઓમાંથી કોઈ એકના ઉચ્ચાર પ્રમાણે કોરઆને શરીફ વાંચવું તે સહીહ છે. આમાં કાંઇ પણ શક નથી કે કોરઆને શરીફની જે નકલ હાલ આપણા હાથમાં છે તેમાં કંઈ પણ વધ ઘટ થયા સિવાય હઝરત પેયગમ્બરના વખતમાં જે કોરઆને શરીફ ભેગું કરવામાં આવ્યું હતું તેજ આ છે.[1]

---

૧. પાદરી ઇમામુદ્દીન પોતાની "હિદાયતુલ મુસલેમીન" સને ૧૮૬૮ માં છપાયલીના પૃષ્ટ ૭૦ માં લખે છે કે "કુરઆન આજ સુધી તેજ કુરઆન છે જે હઝરત **મોહંમદ** સાહેબના વખતમાં હતું." અને સુધરેલી "હિદાયતુલ મુસલેમીન જે સને ૧૮૭૭ માં છપાયલી તેના પૃષ્ટ ૬૭ માં લખે છે કે "મારો એજ ખ્યાલછે જે (એટલે) કુરઆન ફેરફાર વગર રહ્યું છે અને સદા તેવોજ રહેશે. ( જુઓ "તોહફતુલ હિન્દ" પૃષ્ટ ૩૮ )

કેટલાક ઈસલામનાં વીરોધીઓ કહે છે કે કુરઆન શરીફ ઈલાહી કીતાબ નહીં પણ ઇનસાની કલામ છે; પણ એ વાત નવી નથી, બલ્કે ઘણી જુની અને એટલી જુની કે શરૂઆતમાં હઝરત **મોહમ્મદ** (સ.) સાહેબનાં જમાનામાં પણ ઇસલામનાં વીરોધીઓ એવુંજ કહેતા હતા.

અસલનાં તેમજ આજના કેટલાક ઈનસાફી અને નીષ્પક્ષપાત ખ્રીસ્તીઓ તેમજ કેટલાક બીજી કોમના મોટા મોટા વીદ્વાનોએ પોતાનાં ભાષણોમાં તેમજ પુસ્તકોમાં એ વાત ખુલ્લા દીલથી કબૂલ કરેલ છે, કે કુરઆન શરીફ અરબી ભાષાની પરીપૂર્ણ અને ઉત્તમ ઈબારત (શૈલી) માં લખેલું છે, અને તેમજ કોઈ માણસ તેના જેવું બોલી કે લખી શકે નહીં.

કુરઆન શરીફ પેયગમ્બર (સ.) સાહેબનો એક એવો જાહેર અને કયામત સુધી કાયમ રહેનાર મોજેઝો છે, અને તે આ ઉપરથી સાબીત થાએ છે કે તે ખુદાવંદ પાક તરફથીજ આવેલું છે, કે કુરઆન શરીફમાં કેટલીક એવી આયતો છે કે જેને પેયગમ્બર (સ.) સાહેબે તે જમાનાના મોટા મોટા વીદ્વાનો અને ફસાહતવાળા અરબ મૂર્તી પૂજકોને સુરતુલ બકરા આયાત ૨૩ મી કહી સંભળાવેલ.

સુરતુલ બની ઈસરાઇલ, આયત, ૮૮ " કહે, જો મનુષ્ય અને જીન્નાત એકઠા થાય, એટલા માટે કે તેઓ આ કુરઆન

જેવું બીજું બનાવી લાવે, તો તેઓ તેના જેવું લાવી શકશે નહીં, અગર જો કે તેઓમાંના કેટલાક બીજા કેટલાકના મદદગાર થાય."

ઉપર લખેલી સુરતુલ બની ઇસરાઇલની આયાતમાં આખું કુરઆન શરીફ, અને સુરતુલ બકરાની આયતમાં એક પ્રકરણ, અને તેના પછી કેટલીક બીજી આયતોમાં ફક્ત એક આયત (શ્લોક) લાવવાનું ખુદાવંદ પાકે ફરમાવ્યું છે પણ તેમ કરવાનું કોઇથી તે અજ્ઞાનતાના જમાનામાં તો નથી બન્યું, અને તેને આજે સવા તેરસો વર્ષનો લાંબો જમાનો ગુજરી ગયો છે, અને આજે સાયંસનો અને પ્રકાશનો જમાનો ચાલે છે, છતાં હજી કોઇથી પણ એક શ્લોક બનાવી ખુદાઇ ચેલેંજનો જવાબ આપવાનું બન્યું નથી.

આ ચેલેંજ એવી નથી કે જે કોઇના જોવામાં ન આવી હોય, બલકે એવી જાહેર છે કે લાખો નહીં પણ કરોડો ને અબજો કુરઆન શરીફ દુનીયામાં મોજુદ છે, અને તે સર્વેમાં બાપુકાર આવાજ કરી રહેલ છે. એક ગરીબથી ગરીબ મુસલમાનની ઝોહપડીમાં અને મોટાથી મોટા સુલતાનના ખજાનામાં હજારો રૂપીયાનાં કીંમતી લુગડાઓમાં લપેટાઇ ખજાનાઓને ઝીનત આપે છે, એટલુંજ નહીં બલ્કે ગયેર મુસલમાનોની જેવી કે ઈંગ્લસ્તાન, ફ્રાન્સ, જર્મન, ઇટલી અને રશીયન

વીગેરે ભાષાઓમાં તરજુમા થઇ અને તેઓની લાયબ્રેરીઓ તથા શહેનશાહી ખજાનાઓમાં પણ મોજુદ છે. તો આ ઉપરથી સાફ જાહેર થાએ છે કે કુરઆન શરીફ ખુદાઇ કલામ છે. અગર ઇનસાની કલામ હોત, તો એક શ્લોક તો શું પણ એક હઝાર પુસ્તકો બનાવીને ઇસલામના વીરોધીઓ એકે એક આયતનો જવાબ આપી ચુક્યા હોત, પણ આજ સુધી જેટલા ફીલસુફો અને નામીચા મોટા મોટા વીદ્વાનોએ આ કામ પાછળ કલમ ઉપાડેલ છે, તે લોકોને શરમીંદગી સીવાય બીજું કાંઇ હાંસીલ થયું નથી.

જ્યારે આપ પેયગમ્બર (સ.) સાહેબે આવી ખુલ્લી ચેલેંજ કરવા છતાં કોઇ વીરોધી મુકાબીલામાં આવ્યો નહીં, ત્યારે ખુદાવંદ પાક તરફથી "સુરે કવસર" વહ્ય થઇ, કે જે આખા કુરઆનમાં ન્હાનામાં ન્હાની સુરા છે, કે જેની ફક્ત ત્રણ આયાત છે, અને બીજી સુરાઓ તમામ એનાથી મોટી છે અને એટલી મોટી કે જેમાં કેટલીક સુરાની બસેંથી ત્રણસેં અને તેથી પણ વધારે આયાતો છે, અને ખુદાના હુકમ પ્રમાણે પેયગમ્બર (સ.) સાહેબે આ સુરાને[1] પવીત્ર કાઅબાની દીવાલ ઉપર મુકાવી.

"સુરે કવસર"ના વહ્ય થવા અને કાઅબાની દીવાલપર

---

૧. "ખરેખર અમે તને (પેયગમ્બર સાહેબને) કવસર બક્ષીશ આપી છે, માટે તું તાહરા ખુદાની ખુશી વાસ્તે નમાઝ પઢ અને કુરબાની કર. ખરેખર તાહરો દુશ્મન તે પોતેજ અબતર (વાંઝીઓ) છે. (સુરતુલ કવસર.)

મુકાબામાં ખુદાવંદ પાકનાં કેટલાક ભેદો સમાયલા હતા અને વીરોધીઓને એ દેખાડવું હતું કે આવી નહાની સુરા ફક્ત બનાવી મુકાબીલામાં લાવો. આ સુરાની અંદર અરબીમાં ફક્ત દશ શબ્દો આવેલા છે અને તેનો દરેક શબ્દ એક મોઅજેઝો રાખે છે, અને તેના એક શબ્દ "અબતર"ની તફસીર નીચે લખ્યા પ્રમાણે છે, અને આ સુરા વહ્ય થવાનું મોટું કારણ પણ તેજ છે.

પેયગમ્બર (સ.) સાહેબના બે દીકરા હતા અને તે બેઉ નહાની ઉંમરમાંજ આ દુન્યાએ ફાનીથી કુચ કરી ગયા હતા. ત્યારે આપના વીરોધીઓ કહેતા કે આ માણસનાં (એટલે પેયગમ્બર (સ.) સાહેબનાં) મજહબી બખેડા તેની જીંદગી સુધીનાંજ છે, કેમકે તે પોતે અબતર[1] છે. એક વખત આસ-બીન-વ એલ આપ પેયગમ્બર (સ.) ને રસ્તામાં મળ્યો, અને તેની સાથે આપ (સ.) સાહેબે થોડીક વાત કરી ચાલ્યા ગયા, અને તે પછી કુરેશનાં કેટલાક સરદારો એ મજકુર માણસને પૂછ્યું કે તું કોની સાથે વાત કરતો હતો? તેણે જવાબ આપ્યો કે હું તે "અબતર" સાથે વાત કરતો હતો. જ્યારે આપ (સ)ને આ વાતની ખબર પડી તો આપ જરા દીલગીર થયા, તો ખુદાવંદ પાકે આપ (સ.)ના વીરોધીઓને એ સુરામાં જવાબ આપેલ છે, અને આપને બેહેસ્તમાંની નેહેર કવસર બક્ષીસ આપવાની, અને આ

---

૧. જે માણસને દીકરો ન હોય તેને અરબ લોકો "અબતર" કહેતા હતા.

બાબતની તસલ્લી અને દીલાસો આપ્યો કે તમારો દીકરો નથી, પણ તમામ રૂએઝમીનનાં મુસલમાનો કે જે રોજે કયામત સુધી થતા રહેશે તે સર્વે તમારા ફરજંદો છે, બલ્કે દીકરાઓ કરતાં પણ વધારે તમારા ફરમાબરદાર થઇને રહેશે. અસલ મતલબ દીકરાથી નામ કાયમ રહેવાની છે, તો તમારા દીનની નસલ કયામત સુધી તમારા ઉમ્મતીઓથી કાયમ રહેશે, અને તે કયામત સુધી મુનકતે થનાર નથી, અને ખરેખર તમારો દુશ્મન તે પોતેજ વાંઝીઓ (અબતર) છે. હવે આ બેઉ જાહેર બાબતો કેટલી સાફ નજરે દેખાએ છે, કે આપ (સ.)નાં નામ લેનાર ગુલામો દુન્યા ઉપર ચાલીસ કરોડ મોજુદ છે, અને તે અબતર કહેનારાઓનું તો નામ લેનાર એક કુતરો પણ નજરે પડતો નથી. અને ખરા વાંઝીઆ તે લોકોજ સાબીત થયા છે.

કુરઆન શરીફની સદાકતનાં પુરતાં વર્ણન સાથના દાખલા અને પેશીનગોયો (ભવીષ્યવાણીઓ) અને મોજેઝાઓનું વર્ણન જો વીગતવાર લખવામાં આવે તો તેના સારૂં કેટલાંક મોટાં પુસ્તકોની જરૂર પડે. કેમકે કુરઆન શરીફમાં ફક્ત મોજેઝાઓ સાત હજાર કરતાં પણ થોડાક વધારે છે, અને મોટા મોટા ઉલમાઓએ કુરઆન શરીફની પાંચ પાંચ અને દશ દશ, બલ્કે ઈસલામના મશહુર બુઝરગાને દીન **ઈમામ ગીઝાલી** (રહ.) એ ચાલીસ મોટી જીલ્દોમાં તફસીર કીધેલ છે તોપણ આખીરમાં આ કામમાં પોતે અપૂર્ણ હોવાનું કબૂલ કરેલ છે.

# વિદ્વાનોના મત.



અત્યાર સુધીમાં **ખુદાની કુદરત, હઝરત મોહમ્મદ** (સ. અ. વ.) અને **કુરઆન પાકના** સંબંધમાં ટુંક ઇન્તેખાબ જોઇ ચુકયા છીએ. હવે આપણે હઝરતની સીફ્તો, તેમનો પેગમ્બરી દાવો ખરો હોવા વિષે, તથા ઈસલામ તલવારના બળથી ફેલાયો છે કે કેમ? ઈસલામના રીત રીવાજો, કાયદા કાનુનો સામાન્ય દુન્યાને લાગુ પડતા છે કે નહીં? તથા કુરઆન પાક ખુદાઇ પુસ્તક છે કે મનુષ્યકૃત, તે ચમત્કારીક છે કે નહીં? અને તે દુનીયાને એક સરખું લાભદાયી છે કે કેમ? એ વીગેરે જોવા માંગીશું તો ઈસ્લામમાં એવા એવા બાહોશ નરો નજરે પડશે કે જે ઉપલા સવાલોને અક્કલી દલીલથીજ સાબિત કરી આપે; પરંતુ તે "મારૂં હુંજ વખાણું" એ શુત્રને આધીન થવા જેવું થઈ પડે, અને તેથીજ વિધર્મીઓએ આપેલા મતોને આમેજ કરી, પુસ્તક મજકુરનો મૂળ હેતુ સંભાલવામાં આવે તોજ વ્યાજબી કહેવાય.

* * *

# મોહમેદન ધર્મ અને રાજ્યની ઉત્પત્તિ.

## (૧)

**મી. જમીયતરામ ગૌરીશંકર શાસ્ત્રી** બી. એ રચિત અને "ગુજરાત વર્નાકયુલર સોસાયટી" મારફત પ્રગટ થયેલ "જગત્‌નો અર્વાચીન ઇતિહાસ" નામક પુસ્તકના પૃષ્ટ ૨૨ ઉપર "**મુસલ્લમાન ધર્મ** અને **રાજ્યની ઉત્પત્તિ** અને **સ્થાપના**" એ વિષયની શરૂઆત કરતાં લખનાર જણાવે છે કે "**જેહ પુરૂષે પૃથ્વીના ઘણા ભાગના** ધર્મ અને રાજ્યોમાં મોટો ફેરફાર કરી નાંખ્યો તેનો જન્મ **અરબસ્તાનના મકકા શહેર**માં ઇસ્વીસનના ૫૬૯ વર્ષને સુમારે થયો."[૧] ઈત્યાદી.

* * *

વળી એજ પુસ્તકના ૩૦ માં પૃષ્ટ ઉપર એજ વિષયની સમાપ્તી કરતાં લખે છે કેઃ—

"........આસ્તિક મુસલમાન ગ્રંથકારો એમનાં અતિશય

---

૧ **પ્રોફેસર મેક્ષ મૂલર** લખે છે કે, સંબલદ્વિપ આરબ **દેશ**નું નામ છે, એથી પણ જાણવાને સ્પષ્ટ કારણ મળે છે કે, એ ભવિષ્ય વાણી હઝરત **મોહમ્મદ** (સ. અ. વ.) ને માટે હતી અને તેજ પ્રમાણે આપનો જન્મ ત્યાં થવાથી એ ભવિષ્ય વાણી પણ સાચી પડી છે. ( જુઓ પીરજાદા સદરૂદ્દીન કૃત હમારા નબીનું પવિત્ર જીવન પૃષ્ટ ૮૮)

વખાણ કરે તેમાં નવાઈ નથી. અને જુના ખ્રિસ્તી અને યાહુદી ઈતિહાસકારો એમની અતિ નિંદા કરે એ પણ સ્વાભાવિક છે, કેમકે તેઓના ધર્મને એઓ તોડનાર હતા. હાલના યુરોપીયન ગ્રંથકારોમાં પણ મતભેદ છે. તેઓ એમનો પેગમ્બર પણાનો દાવો અને એમના ચમત્કારો કબુલ ન રાખે એનાં કારણ ઉઘાડાં છે. એટલું તો બધા કબુલ કરે છે કે પૃથ્વી ઉપર મોટા ફેરફાર કરનારા પ્રતાપી પુરૂષો થઈ ગયા છે, તેમાં **ઘણે ઉંચે દરજજે બેસવાને એઓ (હઝરત મોહમ્મદ સ. અ.) લાયક છે. આરબોને એમણે બહુ સુધાર્યા અને વધારે સારો ધર્મ ઘણી પ્રજાઓને એમણે દેખાડયો.** તે,.......એમના ચમત્કારો, એમની સાત સ્વર્ગની મુસાફરી[1] એમનાં સ્વપ્નાં, અને જીબરાઇલ ફરેસ્તા જોડેની મુલાકાતો વિગેરે ઘણીક બાબતો (જેનું વર્ણન કરવાને આ પુસ્તકમાં જગ્યા નથી)" વિગેરે. ( જુઓ જગત્‌નો અર્વાચીન ઈતિહાસ. પૃષ્ટ ૨૨. )

## હઝરત વિષે સ્વામી રામતીર્થ.

(૨)

વળી હમારા નબી પાક હઝરત મોહંમદ (સ. અ.) ના ગુણ ગાન કરતાં હિંદુઓના સર્વ માન્ય ધર્મ ગુરૂ **સ્વામી રામતીર્થ** એક જગ્યાએ જણાવે છે કેઃ—

---

૧ હઝરતનું મેઅરાજે જવું તે.

" ઇતિહાસ અને સ્વાનુભવથી સિદ્ધ થાય છે કે જ્યારે લોક સમુદાય એકત્રિત થાય છે અને માણસોની દૃષ્ટિ તથા હસ્તો એક થાય છે ત્યારે અંતઃકરણનું ઐક્ય સાધવાની અમૂલ્ય સંધી વારંવાર પ્રાપ્ત થાય છે. જાણતાં અજાણતાં એક બીજાની ભાવના તથા વિચારની અદલાબદલી થાય છે અને સર્વ લોકો મનોવૃત્તિ, વિચાર અને આત્મિક તેજની સામાન્ય ભૂમી ઉપર આવી પડે છે. આ રીતે સર્વના હૃદયમાં પરસ્પર પ્રેમ અને ઐકયની લાગણીનો ઉદ્દભવ થાય છે. મૂર્ખ તથા લડાયક આરબ લોકોને એક દિવસમાં નિદાન (કાંઇ નહિં તો) પાંચ વાર પણ નિમાજ પઢાવીને ખુદા સન્મુખ લાવવામાં હઝરત **મોહમ્મદ** (સ. અ.) નું ચાતુર્ય દેખાઇ આવે છે. આ રીતે તે મહાન હઝરત વ્યવસ્થા શૂન્ય પ્રદેશમાં એક સંઘટિત પ્રજા બનાવવાને ફળીભૂત થયા. "

પ્રિયજનો ! "**લાઈલાહા એલલ્લલાહ**" અર્થાત્ ઇશ્વરજ એક સત્ય છે, તે શીવાય સર્વ મિથ્યા છે. એ ખરૂં છે કે હઝરત **મોહંમદ** (સ. અ. વ.) ના કહેવાના ભાવાર્થનો કેટલીક વખત ખોટો અર્થ કરવામાં આવ્યો છે અને ઘણી વખત એમને ખોટી રીતે અનુસરવામાં આવ્યા છે; પરંતુ જેને સત્ય જણાય છે, તેણે તો અવશ્ય **એ સત્યવાળા વિચારને પૂજયભાવથી[1] પોતાનું મસ્તક નમાવવું જોઇએ.** " વિગેરે. ( જુઓ સ્વામી રામતીર્થનું જીવનચરીત્ર. )

---

૧ અદબથી ભરપૂર.

## મુસલમાની ધર્મશાસ્ત્ર ઉત્તમ છે.

(૩)

કુરાન શરીફના દ્વેશીઓ જેઓ કુરાન પાક વિષે તરેહવાર બનાવટી વાતો કરે છે તેવાઓના બોલવા-લખવામાં કેટલી બધી અસત્યતા છે, તે માટે નીચલો એક દાખલો બહુજ ઉપયોગી થઇ પડશે:—

"હિન્દુઓની સ્મૃતિ, ધર્મશાસ્ત્ર અને કાયદાની રચના તથા વર્ગીકરણ બન્ને ઉલટ સુલટ છે, જેથી હિન્દુ રાષ્ટ્રની અસભ્યતાજ સિદ્ધ થાય છે. એ લોક કોઇ પણ ચીજનો અવેજ રખાવ્યા વિના કરજે નાણાં આપતા ન હતા, તે પણ એ લોકના જંગલીપણાનો એક નમૂનો છે! હિન્દુઓનો ધર્મગ્રન્થ જુઠી જુબાની આપવાને એક ભારી ગુણ માને છે! અને શાસ્ત્રોમાં અનિશ્ચીતપણું પુષ્કળ છે જેથી ધર્મશાસ્ત્રના અર્થ કરતા બે પંડિતો કદી પણ એક મત થાય નહીં. **મુસલમાની ધર્મશાસ્ત્ર, હિન્દુઓના ધર્મશાસ્ત્રથી બહુજ ઉત્તમ છે.**"[૧] વીગેરે ( જુઓ Mills India Vol. II )

---

૧ કુરાનશરીફનો અંગ્રેજીમાં તરજુમો કરનાર અંગ્રેજ વિદ્વાન સેલ સાહેબ સદરહુ તરજુમાની પ્રસ્તાવનામાં લખે છે કે, જે જે નીખાલસ તવહીદ કુરાન શરીફ શીખવે છે તે બીજા કોઇ પુસ્તકે શીખવી નથી. ટુંકામાં કહીએ તો કુરાનશરીફમાં કોઇ પણ ઉપયોગી બાબત છોડી દીધી નથી.

(જુઓ ઇસ્લામીક ન્યુઝ. તા. ૧૩-૧૧-૧૬)

## ઈસલામ, નીતિ અને હમારા નબી.

(૪)

**મી. રણછોડભાઈ ઉદયરામ** રચિત "**પાદશાહી રાજનીતિ**" નામક પુસ્તક જે સને ૧૮૯૦ માં પ્રગટ થયલું છે અને જે કચ્છના મહારાજાધિરાજ મિરઝાં મહારાઉ શ્રી ખેંગારજી સાહેબ સવાઇ બહાદુર જી. સી. આઇ. ઇ. ને અર્પણ કરવામાં આવેલું છે. તે પુસ્તકની પ્રસ્તાવનામાં મી. રણછોડ-ભાઇ લખે છે કેઃ—

"**હઝરત મોહમ્મદ** (સ. અ. વ.) પેગંબર સાહેબે શ્રીમુખે કહ્યું છે કે, "નીતિનો મહીમા વધારવા માટે પ્રભુ ભણીથી મને મોકલવામાં આવ્યો છે." વળી તેમણે આજ્ઞા કરી છે કે "પરમેશ્વરની નીતિની ટેવ પાડો." આમ આજ્ઞા કરવાનું કારણ એટલુંજ કે, તેમના અનુયાયી અથવા ધર્મ માનનારા નિશ્ચય જાણે કે, નીતિ એ ખરેખર પરમેશ્વરી આજ્ઞા છે અને એના જેવો બીજો એકે સદ્‌ગુણ નથી. શ્રદ્ધાવાન લોકોને પગલે ચાલવાવાળાઓ જે જાગરણ કરે છે, અને રોઝો (અપવાસ) રાખે છે તેઓને નીતિને રસ્તે ચાલવાની ફરજ છે, કારણ કે કયામતને દિવસે જે શુભ નીતિ અને શુભ કરણી હશે તે કાંટામાં તોલાશે. પંડિતો કહી ગયા છે કે, નીતિનો સુધારો એ એક સીધો માર્ગ છે. જે માર્ગે ચડયા વિના શ્રેષ્ટ સરદારી રૂપી જે છેવટ સ્થાન તે સ્થાને પોહોંચી

શકાય એમ છે નહી. વળી એવી જાતની નીતિ વિના સદ્ગુણ રૂપી સામગ્રી, પશુપણાના વનમાંથી મનુષ્યપણાની રાજધાનીમાં લઇ જઇ શકાય એમ નથી.” વિગેરે.

* * *

વળી એજ લેખક એજ પુસ્તકના ૧૯ માં પૃષ્ટના ૧૦ માં પ્રકરણમાં **“વિનય–અદબ”** એ હેડીંગ નીચે લખે છે કેઃ—

“અયોગ્ય વચન અને નિન્દ્યકરણીથી પોતાની મનોવૃત્તિને જ રોકી રાખવી, તથા યોગ્યતા પ્રમાણે પોતાની તેમજ બીજા મનુષ્યોની પ્રતિષ્ઠા રાખવી. તેમજ કોઇ પ્રકારે કોઇનું માન ઘટાડવું નહીં. એનું નામ વિનય છે. **હઝરત મોહંમદ** (સ. અ. વ) **પેગંબર સાહેબને અનુસરીને આપણે વિનય શીખવો; કારણ કે તે એક વિનયનો ભંડાર હતો.”** અને “**હઝરત મોહંમદ** (સ. અ. વ.) પેગંબરના જેવા સુધરેલા અને વિનયવાળા ઘણા ઓછાજ થયા છે, માટે એમનું ઉદાહરણ (દાખલો) લઇને વિનય શીખવો. કેમકે, તેઓમાંના વિનયનો ગુણ પ્રભુ ભણીથી પ્રાપ્ત થયલો હતો.”

( જુઓ “પાદશાહી રાજનિતી.”)

## હઝરતનો ધર્મ મોટા આભાર સાથનો છે.

(૫)

**સર એડવીન આરનૉલ્ડ**, કે, સી. એસ. આઈ. પોતાના પુસ્તક **“પર્લસ ઓફ ધી ફેથ,”** ના દીબાચામાં લખે છે કેઃ—

"આ સાથની જૂદી જૂદી કવીતાઓના પાનામાં મેં નવ્વાણું સુંદર નામો ગણ્યાં છે, અને દરેક નામ સાથે જાણે કે એક હીંદી મુસલમીનની નજરે–ઈસલામી બાબતો ઉપરથી જૂદા જૂદા ઉપજાવેલ દાખલો આપનાર બનાવ, આયત, નોંધ અથવા તફશીર જોડયા છે, ઠામ ઠામ ખુદા કુરઆનની આ-યતોના ચોકસ ભાગનો કે જે ભાગમાં આ પાક નામ હોય, અથવા તે ઉપર આને લગતું કાંઈ પણ અજવાળું પડતું હોય, તેનો (જેમ બને તેમ મૂળ શબ્દાનુસારે) તરજુમો કર્યો છે. આવી રીતે ઈસલામનો સામાન્ય મજહબ નવા અને અનુકુળ પડતા આકારમાં રજુ કરવાનું યોગ્ય ધાર્યું છે, કારણ આવા વીશેષણોની લાંબી નોંધોમાં **કુરઆનના** ઘણા ખરા દરેક વીચારો આવે છે. જમાલીઅતવાળી તેમજ જલાલીઅતવાળી; પવીત્ર બોધક કીતાબ (કુરઆન) નીતીમાં બુલંદ પરંતુ ધર્મમાં વીકટ અને કઠીન ખ્રીસ્તી ધર્મ મત–પંથ માટે સ્નેહથી ભરપૂર છે, અને તેમ હમેશાં રહેવી જોઈએ કારણ, જો કે સેબીઅન અરબ જાતી માતા તરીકે અને યહુદી પંથ પીતા તરીકે એવી હાલતમાં ઈસ્લામ રણમાં જન્મ્યું હતું; તો પણ એને પાળનાર તો પૂર્વનું ખ્રીસ્તી મતજ હતું, અને હઝરત **મોહમ્મદ** (સ. અ. વ.) નો, હઝરત **ઈસા** (અ.સ.) તરફનો અને તેના ધર્મ તરફ નો ભાવ, **મોટાં માન અને આભાર સાથનો** છે. કેટલીક બાબતોમાં તેઓનું જેટલું સરખાપણું છે. તેટલું મોટું જુના અને નવા ધર્મ પંથોમાં જૂદાપણું નથી. ઈસલામનો આત્મા (મૂળ)

અલ્લાહની એકતાઇ (એકપણું) છે; તેનું જીગર (અથવા મધ્ય-બીંદુ) તેની મરજી ઉપર રાજી રહેવાનો વારંવારનો બોધ છે. ધર્મની તવારીખમાં એથેન્સમાં "અજાણ્યા ઈશ્વર" ને જાહેર કરનાર, પોલ તંબુ બનાવનારની આકૃતી (હઝરત ખતીજાંના વેપાર અર્થે) ઉંટો લઈ જનાર હઝરત **મોહમ્મદ** (સલ.) અબદુલ્લાહ અને આમીનાના પુત્ર કરતાં વધુ ઉંચ નથી, કે જેણે અરબસ્તાનનાં મોટાં મંદીરમાંથી તેઓના વડા અલ્લાહો તઆલા (મોટામાં મોટા અલ્લાહ)--સીવાય સઘળા બુતો (મૂર્તિઓ) નો નાશ કર્યો, અને તે પૂરાની અને જાણીતી જગામાં જગતનું જીવન રાજ્ય અને અસલતા અને એકતા સ્થાપ્યાં. **તે ઉપરથી તે આશ્ચર્યકારક અને બક્ષેશવાળા ઉસ્તાદે નવા મતો અને નવા સુધારાઓનું નવું રાજ્ય બનાવ્યું તથા આદમજાતના છઠ્ઠા ભાગને સુધારવા, નવેસરથી બહાર પાડવા તૈયાર કર્યા** કે જે પ્રસંગ પાછલા વખતો લાવશે." (જુઓ–પર્લસ ઓફ ધ ફેથ.)

## ઈસલામ અને પરહેજગારી.

(૬)

મરહુમ બાબુ **ભૂદેવ મુખોપાધ્યાય** રચિત "દેશકી બાત" ના **સામાજીક પ્રબન્ધ**માં લખ્યું છે કેઃ—

"છપરા (બંગાલ) શહેર નિવાસી કેટલાક બ્રાહ્મણોએ ત્યાંના

એક નામીચા મોલવી સંબંધમાં મને કહ્યું કે, મહાશય ! મુસલમાન થવાથી શું થાય છે ? મૌલવી સાહેબનું મન અને આચાર વિચાર એવા પવિત્ર છે કે હમો બ્રાહ્મણુ લોકભી કદાચ તેમનો જોડો ઉઠાવીએ તો એવો વિચાર હમને કદી પણુ થાય નહી કે અમે અપવિત્ર થઈ ગયા ! ખરેખર મુસલમાનોમાં એવા ઉદાર ચિત્તવાલા અને પવિત્ર કર્મ કરવાવાળા અનેક બુજુર્ગો આજે પણુ હયાત છે ! વિગેરે."

( જુઓ "દેશકી બાત" )

## ખત્ના અને ઈસલામ

### (૭)

વળી હાલની સુધરેલી કૃતી પ્રમાણે સાયન્ટીફીક રીતે જોતાં પણુ "સુન્નત" (ખત્ના) કરાવવાની બાબદમાં ઈસલામ કેટલો વ્યાજબી છે તે નીચલાં દ્રષ્ટાંત ઉપરથી જોઈ શકાય એમ છે. એ અગત્યના વિષય પરત્વે કચ્છ માંડવીનીવાશી **વૈદ્ય શા. શીવજી જેઠાભાઈ "ધન્વન્તરિ"** માશીકના અકટોબર ૧૯૧૩ ના અંકના ૩૬૦-૩૬૧ મા પૃષ્ટમાં "સુન્નત વિષે ચર્ચા" એ હેડીંગ નીચે લખતાં જણાવે છે કે;—

"અર્વાચીન કાળના ચાલતા જમાનામાં મનુષ્યોની વિર્યવિકાર સંબંધી નબળાઈ ઘણીજ જોવામાં આવે છે. ત્રીસ પાંત્રીસ વર્ષના યુવાનો ધાતુની નબળાઇને લીધે પુરૂષત્વહિન અને

વૃદ્ધ જેવા બની જાય છે. આ સંબંધમાં બારીક તપાસ કરતાં મુખ્ય કારણ સંપૂર્ણ યુવાની પ્રાપ્ત થતાં પહેલાં કેટલીક જાતનાં કુકર્મો, અજ્ઞાન સોબતીઓની સંગતથી ઉછરતાં ન્હાનાં બાળકોને હાથ રસ (Masterbation) ની કુટેવ લાગુ પડે છે તે જણાય છે. શરૂઆતમાં અત્યંત આનંદ થતો માલમ પડે છે, પરંતુ તેની સાથે એવો તો સખ્ત આંચકો લાગે છે કે, આખા શરીરની નસે નસ ખેંચાઈ નબળી પડતી જાય છે. આવી કુટેવવાળાને તુર્તમાં કોઈ સારો સોબતી મળતો નથી કે સારી શીખામણ આપી આવી અધમ અને દુષ્ટ ટેવમાંથી મુક્ત કરે. માબાપોને પણ આ બાબતની ખબર પડતી નથી, જેથી તેઓ પણ બેદરકાર રહે છે. વળી ગુપ્ત અવ્યવો વિષે માસ્તરો તરફથી ખુલ્લી શીખામણ મળતી રહે છે એમ જણાતું નથી. તેથી લાંબી મુદત સુધી તેઓ કુટેવમાં ફસાએલા રહે છે. આમ થવાથી શારિરીક નબળાઈ, પ્રત્યેક અવ્યવોમાં અશક્તિ, યાદદાસ્તનું ગુમ થવું, કબજીઆત, ખોરાક પ્રત્યે અરૂચી, મનની અંદર થતા અનેક જાતના દુષ્ટ વિચારો વગેરે અનેક રોગના તેઓ ભોગ થઈ પડે છે; પરંતુ જ્યારે તે આ બાબદમાં જાણીતા થાય, મતલબ કે હાથરસની કુટેવનાં માઠાં પરિણામ ત્હેમના જોવામાં આવે ત્યારેજ ઘણો પશ્ચાતાપ કરી નશીબને વાંક આપે છે. વળી નીચ સંગતને લીધે ખરાબ વ્યસનોમાં પણ તેઓ ફસાય છે. એવી એવી કુટેવોથી પ્રમેહ, ચાંદી, ટાંકી, વીગેરે ગરમીનાં દર્દો લાગુ પડે છે. પ્રથમ પ્રમેહની

સાથે ચાંદી થાય છે તે વખતે ઈંદ્રીયપર સોજો થાય છે અને ચામડી ઉપર ચહડતી નથી. અંદરના ભાગમાં ચાંદી હોય તેને દવા પહોંચે નહિ, જેથી સોજો દિન પ્રતિદિન વધારે થતો જાય છે, ત્યારે અતિશય પિડા સહન કરવી પડે છે. આવી બાબદો શરમને લઈ કુટુંબીઓમાં જાહેર કરી શકાતી નથી. આખરે જ્યારે દર્દી અત્યંત રોગનો ભોગ થઈ પડે છે ત્યારે તે વાતને જાહેર કરે છે. એટલે પછી ત્હેના યોગ્ય ઈલાજો લેવામાં આવતાં કેટલેક વખતે તે પીડાથી મુક્ત થાય છે. આવી જાતના ગુપ્ત અવ્યવોના દર્દીઓ ઘણે ભાગે આપણી હિંદુ કોમમાં સેંકડે ૭૫ થી ૮૦ ટકા કે તેથી પણ વધારે જોવામાં આવે છે, જ્યારે મુસલમાન કોમમાં આવા દર્દીઓ ઘણા જોવામાં આવતા નથી. ત્હેનું મુખ્ય કારણ તપાસતાં, તે કોમમાં (ઈસ્લામમાં) ઇંદ્રિય આગળની ચામડી કાપી નાંખવામાં આવે છે, જેને "સુન્નત બેસાડવું" એમ કહે છે તેજ જણાય છે. હિંદુ કોમમાં આવો રિવાજજ નથી. જેથી સ્વભાવિક રીતે પ્રશ્ન (સવાલ) એ ઉદ્દભવે છે કે "સુન્નત બે-સાડવું" (ઇદ્રિય આગળની ચામડી કપાવવી) તે લાભદાયીક છે કે કેમ? આ બાબદમાં કચ્છ અંજાર ડીસ્પેન્સરીના ડાકટર રા. રા. આત્મારામ કેશવજી સ્વરચિત "આત્મારામ અનુભવ" નામે પુસ્તકમાં જણાવે છે કે, "મહારા અડતાલીસ વર્ષના ડાકટર તરીકેના ધંધાના અનુભવમાં હજારો દર્દીઓ જનનેંદ્રિયનાં દર્દમાં આવી ગયાં છે. તેમાં ધાતુવિકારનાં દર્દવાળા જેઓમાં

ઘણાખરા ચાલીસ વર્ષની અંદર નામર્દ બની ગએલા, કેટલાકને ધાતુ શ્રાવનો વિકાર, કેટલાકને વિર્ય સ્થંભનની ખામી અને કેટલાકને ધાતુવિકારના કારણથીજ નામર્દાઇના જેઓ ભોગ થઈ પડેલા તેવા બધાઓમાં સેંકડે નેવું ટકા હિંદુઓ હતા. તેઓને ધાતુવિકારનાં કારણો પુછતાં કબુલ કરેલું કે ૧૩--૧૪ વર્ષની કાચી ઉંમરે તેમનાં માબાપોએ પરણાવેલ અથવા તો કુસંગથી હસ્તદોષની કુટેવ જેને અંગ્રેજીમાં Masterbation અથવા (Self abuse) કહે છે તેવી ટેવ પડેલી, એવા મ્હારા અનુભવમાં હિંદુઓ આવેલા છે; પરંતુ પારસી અને અંગ્રેજોનાં છોકરાંઓમાં પણ એ બદી બહુજ ચાલે છે એમ ઘણેક ઠેકાણે મ્હારા વાંચવામાં આવ્યું છે. આવી ખરાબી (કૃત્રિમ જાગૃતી) સુન્નતવાળાઓમાં મ્હારા જોવામાં આવી નથી. મ્હેં પોતે મ્હારા છોકરાની સુન્નત પ્રમાણે ચામડી કાપી હતી. અને બધાઓને સલાહ આપું છું કે, પોતાનાં છોકરાંઓની સુન્નત મુજબ ચામડી કપાવવી, એ ઘણુંજ સારૂં છે. જો બધા ધર્મવાળાઓ આ સુન્નતના રીવાજને કબુલ કરે તો છોકરાઓની તંદુરસ્તી સારી રહે અને જનનેંદ્રિય પણ વિશેષ દ્રઢ થાય."

આગળ ચાલતાં એજ વૈદ્યરાજ વૈદ્યકય રીતીથી લખે છે કે;–

"હવે આ ઉપરથી જણાય છે કે સુન્નત બેસાડવાથી ગુપ્ત ઇંદ્રિયમાં કૃત્રિમ જાગૃતી થતી નથી અને તેથી ખરેખર

ફાયદોજ થાય છે.[1] તો આવો લાભદાયક રીવાજ આપણી હિન્દુ કોમમાં ચાલુ કરવામાં શું અડચણ છે ?[2] આ બાબતમાં આપનો તથા અન્ય વૈદ્યરાજોનો અભિપ્રાય આપના લોકપ્રિય માસિકમાં પ્રગટ કરવાની ઘણી જરૂર છે કારણ કે, ધન્વન્તરિના હજારો વાંચકો આ બાબદથી જાણીતા થાય, અને તેથી એકંદરે જનસમાજને લાભ થયા વિના રહેજ નહીં"

(જુઓ "ધન્વન્તરી" માસીક ઓકટોબર ૧૯૧૩)

---

૧ રાંદેરનો એક ડાકટર એકવાર કહેવા લાગ્યો કે "મારી પાસે પેસાબની જગ્યાના કેટલાક દર્દીઓ આવેલા, તેમની મેં દવા કરેલી અને તેમની મેં ખત્ના કરેલી જેથી તેઓ સારા થઈ ગયેલા, ખત્ના કરવાથી કેટલીક બીમારી ટળે છે. એ ખત્નાનો રીવાજ કહાડનાર મહા હોશીયાર માણસ હોવો જોઇએ."

( જુઓ "તોહફતુલ હિંદ." પૃષ્ટ ૨૨૩)

૨ ખત્ના કરવાનો રિવાજ ખ્રિસ્તીઓમાં ચાલુ હતો. ( જુઓ પ્રેરિતોના કૃત્યો. ૧૫-૧-૫ તથા ૨૧; ૨૩ અને ૨૫) તવારિખે કીલીસીયા પાન ૪૩ માં છે કે પીતર યાકુબ અને યોહાન સુન્નત કરવાની તરફેણમાં રહ્યા હતા. એજ કિતાબના પાન ૪૨ માં છે કે, યાહુદીઓના તરિકાની તથા મુસાની વિધાની પાબંદી ઉપર ખ્રિસ્તી મંડળીઓ લાંબી મુદ્દત સુધી રહી હતી. પાઉલને ખ્રીસ્તીઓમાંથી કહાડી નાખે છે તેમ છતાં પોતાના એક શિષ્ય તીમોથીઅસ નામનાની ખત્ના પોતે કીધી હતી. (જુઓ પ્રેરિતોના કૃત્ય ૧૬, ૩.) વળી **બરનાબાની ઇન્જીલ** જે સર્વ ભાષામાં છપાયલી છે તેમાં પણ ખત્ના કરવાની ઘણી તાકીદ છે.

## હઝરતનો જન્મ અને મુફલેશી.

(૮)

"**પ્રસિદ્ધ પેગમ્બરો અને કોમો**" ના બનાવનાર **મી. રૂસ્તમજી હોરમસજી જાલભાઈ શાહીએડકારૂ** (૧૮૭૩) પોતાના પુસ્તકની પ્રસ્તાવનાના બીજા પેજ ઉપર લખે છે કે:—

"........મુસલમાનોના પેગમ્બર હઝરત **મોહંમદ** (સ. અ. વ.) ઘણા નાચાર માબાપનું બચ્ચું હતું; તેમની નાની વયેમાંજ તેમનાં માબાપ મરણ પામવે, તેમના કાકાએ તેમને પાલી, સાથ ફેરવી, વેપારની માહીતગારી આપ્યા પછી; એક **ખતીજા** નામની વિધવા સ્ત્રીનું વેપારનું કામ કરવા આડતીઆ ઠેરવી આપ્યા હતા. એવી રીતે, મુફલેશીના ભોગ થઈ પડેલાં કંગાલ માબાપના બેટાઓએ, પોતેબી જનમ પામવા પછી, પહેલે મુફલેશી ભોગવી હતી:—

"પણ પાછળથી, તેઓ એકદમ કેમ વધ્યા ? કેવી અક્કલ ખરચી તેઓએ કરોડો માનવીઓને પોતાને નમતા કીધા ? પોતપોતાનો ધર્મ ફેલાવતાં તેઓએ શું શું સમજાવટ-શક્તિ-ઓ કામે લગાડી ? કેવી કેવી મુશીબતો શોશી ? કેવી અથાક મેહેનત લીધી ? પારકાંના મન ઉપર અસર કરનારો કેવી અક્કલ—શક્તિ વાપરી ? કેવી આફતોમાં ફશી પડચા હતા? તેમાંથી કેમ બચી ગયા હતા ? પોત પોતાનો ધર્મ ફેલાવવામાં

તેઓ કેમ ફાવ્યા ? એ સઘળું જાણુવા, એથી અણજાણ્યાં ચાલાક મનને, શું ઉલટ ભરી હોંશ નહીં થાય ?[1] વીગેરે.

---

૧ આ લખનારે પ્રસ્તાવનામાં ઉપર પ્રમાણે લખવા પછી; હમારા હઝરત વિષે અને કુરાનશરીફ સંબંધમાં ઘણી જગ્યાએ અઘટીત અને અસભ્ય ભાષા વાપરી છે એટલુંજ નહિ પણ કેટલીક બાબદો અતિશયોક્તિ ભરેલી અને સત્યથી વેગળી છે. એ ઉપરથી તા૦ ૧૩ મી ફેબરવારી ૧૮૭૪ ને દીને મુંબઈમાં પારસીઓ જોડે મુસલમાનોનું મોટું હુલ્લડ થવા પામ્યું હતું. અને એ ચોપડીનો મુંબઇ સરકારે નાશ કરાવ્યો હતો એડવર્ડ ગીબન, વોશીંગટન અરવીંગ અને મી. સેલ વીગેરે જેવા જાણીતા અંગ્રેજ લખનારાઓએ હમારા હઝરત વિષે ઘણો હલકો અભિપ્રાય આપ્યો છે એમ લખનારે સફે ૯૨ ઉપર જણાવ્યું છે, પણ ઉપલાજ લખનારાઓ હઝરત વિષે કેવા ઉંચા અભિપ્રાય આપે છે તે આ પુસ્તકનો અભ્યાસ કરનારને જણાઇ આવશે કે, મી૦ શહીએડકારના એમ લખવામાં કેટલું બધું ખોટારૂં છે. **પ્રસિદ્ધ પેગમ્બરોના** કર્તા મી૦ રૂસ્તમજી હોરમસજી જાલભાઇના એ પુસ્તક માટે મરહુમ મી. મનચેરજી કાવસજી શાપુરજી લંગડાના (મનસુખ) "મુંબઇનો ફેસાદ" (૧૮૭૪) નામના પુસ્તકના ૫ મે પાને નીચે પ્રમાણે લખે છે:—

"હવે બ્યાજબીની રાહે હમારે કબુલ કરવું જોઇએ છે કે, મઝકુર પારસી તરજુમો કરનારમાં, જો કંઇ વધારે બહોશી હતે તો, અથવા તેનામાં જાહેર લખાણો કરવાનો વધારે સારી અજમાએશ અને કાબેલીયત હતે તો, જે ધપથી તેણે પોતાનું આખું પુસ્તક લખ્યું છે, તે ધપમાં તે લખતે નહીં લગભગ એ આખું પુસ્તક, જેમાં પારસીઓના-તથા અંગરેજોના-તથા મુસલમાનોના-તથા ઇહોદીઓના પેગમ્બરોની વાતો લખેઆમાં આવી છે, તે હમોએ કંઇક

## મી. મનસુખની પારસી કોમને સૂચના.

(૯)

વળી મરહુમ શેઠ **મનચેરજી કાવસજી મનસુખ** "મુંબઇનો ફેસાદ" નામના પોતે પ્રગટ કરેલા એ પુસ્તકના

---

ઘેઆંણુથી વાચીઊં છે, અને આએ જોગવાઇએ ખોલલી રીતે હમો કહીએ છે કે, જેમ અસલ ફકરાઓના સુધ અને ઘટતા તરજુમાનું કશું ઠેકાણું નથી, તેમજ તેનો ગુજરાતી ભાષાની એબારતનું બંધાણુ અને રચના ઘણી જગોએ એબીએલ—ગલત અને ગુંચવાડા ભરેલી છે. એવો વીચાર હમો આજેજ કહેવા નીકલેઆ નથી, પણ ગીઆ ૧૦) દસ મહીનાની વાતપર, જેઆરે એક મીતરે, એ પુસ્તકની એક નકલ હમો ઉપર મોકલી, હમારૂં મત પુછીઊં હતું, તેજ વખતે હમારા ઘણાએક કદરદાન મીતરોની હજુર, એજ મુજબના વીચારો હમોએ ખોલલી રીતે કહી સંભલાવેઆ હતા, અને એ ચોપડીને તપાસીને પસંદ કરનારા તરીકે, કેટલાએક જાણીતા ગરહસથોએ, જે **સરટીફીકેટો** આપા છે, તેઓના મત કે મરતબાની હમોએ બીલકુલ દરકાર કીધી નહી હતી. હમો પક્કા ભરોસાથી માંનીએ છે, કે જે લાએકીવારા ગરહસથોએ મજકુર રૂસતમજીનાં લખાણવાળી ચોપડી વીશે સારા વીચારોની "સરટીફીકેટો" આપી છે, તે ગરહસથોએ, એ ચોપડીનું લખાણ શરૂઆતથી તે આખરી તલક, વાંચવાની કે તપાસવાની તજદી લીધીજ નહી હસે, અને માતર એક ચોપડી છપાવનાર ગરીબ શખસને વરતાવાનીજ નેમ રાખી હસે, હાલ એ બાબત ઉપર, એ કરતાં ને વધારે બોલવાને હમો અગતનું અને મુનાસેબ ધારતા નથી. (આ લેખ અત્રે મી૰ મનસુખની અસલી ભાષા પ્રમાણેજ ઉતારી લવામાં આવ્યો છે.) ( જુઓ મુંબઇનો ફેસાદ )

૫૬ માં પૃષ્ટ ઉપર લખતાં હમારા નબી હઝરત **મોહંમદ** (સ. અ.) માટે જણાવે છે કે:—

"મોહમદ પેગમ્બર જેવા બુલંદ દરજ્જો ધરાવનારને, તેમનાં મોહત પાછલ કોઇબી પારસી બદગોઈ અથવા બેઅદબી ભરેલા શખુનો જાણી જોઇને બોલે અથવા લખે તો હમો કહીએ છે કે તેવો સખસ ખુદ પારસીનીજ દીનનાં ફરમાન મુજબ તકસીરવાર છે, અને કોઈબી ખરો જરતોશતી તેના બોલવાને કંઈબી વજન આપે નહી, તે સત જાણવું." ઈત્યાદિ.

## ઈસલામ અને ભાઈચારો.

(૯)

ઈસલામ કેટલો નિર્મળ–સ્વચ્છ અને સમાનભાવવાળો છે તે વિષે **મી. કેનનટેલર** નામના પાદરીએ ઈ. સને **૧૮૮૭** ના અકટોબર માસની ૭ મી તારીખે વુલવર્હૉમ્પટન (વાલ્હોર) માં ધર્મ સંબંધી વાદવિવાદ ચલાવવા જે સમાજ મળી હતી, તેમાં વિવેચન કરતી વખતે જણાવ્યું હતું તે બહુજ જાણવા જોગ અને **ઈસલામ** માટે મજબુત દ્રષ્ટાંત હોવાથી સદાબરૂં તે હેઠળ ઉતારી લેવામાં એક જાતની મને મોજ મળે છે. સદરહુ પાદરીનો અભિપ્રાય નીચે પ્રમાણે તે સમાજમાં જાહેર થયો હતો:—

"દુન્યાના મોટા ભાગ ઉપર ધર્મનો ફેલાવો કરવામાં

ક્રિશ્ચિયન ધર્મ કરતાં ઈસલામ ધર્મ વધારે ફતેહમંદ નિવડયો છે. (આખી સમાજમાં આશ્ચર્ય સાથ ઘભરાટ) અંધકારમાંથી ઈસલામમાં દાખલ થયેલા લોકો ક્રિશ્ચિયનો કરતાં પુષ્કળ છે. એટલુંજ નહીં, પણ ક્રિશ્ચિયન ધર્મ કેટલાક દેશોમાં ખરેખર પાછો હઠતો જાય છે. (ઘભરાટ) મુસલમાન પ્રજાને ક્રિશ્ચિયન બનાવવાની કોશીશો અપકીર્તિ સાથે નીષ્ફળ નીવડી છે. આપણે જોર પકડી શકતા નથી એટલુંજ નહીં, પણ આપણુને આપાણું સાચવી રાખવું પણ મુશ્કેલ થઈ પડે છે. ઈસલામ મોરોક્કોથી જાવા સુધી અને જંગબારથી ચીન સુધી પોહોંચેલો છે. આફ્રિકામાં રાક્ષસી ડગલાં ભરી ફેલાઈ રહેલો છે. કૉંગો અને અને જાંબેસીમાં તેણે પ્રવેશ કર્યો છે. યુગેન્ડા કે જે હબશી રાજ્યોમાં સૌથી વધારે જોરાવર છે, તે હાલમાં બધો મુસલમાન થઈ ગયો છે. પશ્ચિમ (યુરોપ તરફ) નો સુધારો કે જે હિન્દુસ્તાનમાં હિન્દુ ધર્મનું મૂળ ખોદે છે તે ઈસલામ માટે રસ્તો સાફ કરવાનું કામ સારે છે. હિન્દુસ્તાનમાં ૨૫ા કરોડની વસ્તીમાં ૫ કરોડ મુસલમાનો તો મોજુદ છે.[1] અને આફ્રિકામાં તો અરધી વસ્તી કરતાં પણ મુસલમાનો વધારે છે. ઈસલામનો એ કાંઈ ઉપર ઉપરનો પ્રાથમિક ફેલાવો છે એમ સમજવાનું નથી; પરંતુ તે પોતાના શિષ્યોને કાયમને માટે કાબુમાં લઈ લે છે. ક્રિશ્ચિયન ધર્મ પોતાની પકડમાં

---

સેન્સસની છેલ્લી ગણત્રી મુજબ હીંદુસ્તાનમાં લગભગ ૬ાા થી ૭ કરોડ મુસલમાનો છે.

જોઇએ તેવો મજબુત નથી. કોઈ આફ્રિકન કોમે કદાચ મુસલમાન ધર્મ અંગીકાર કર્યો તો પછી તે કોમ પાછી તેની જંગલી સ્થિતિમાં જતી નથી. એટલુંજ નહી, પણ ક્રિશ્ચિયન ધર્મનો પણ સ્વીકાર તે કોમ કરતી નથી."

"ઇસલામે સુધારાને માટે ક્રિશ્ચિયન ધર્મ કરતાં વધારે સાધનો પેદા કરેલાં છે. ઇસલામના અનુભવ સિદ્ધ પરિણામો વિષે અંગ્રેજી અમલદારો અને બીજા મુસાફરોએ વર્ણવેલા મજકુરને દાખલા તરીકે લઇએ તો માલમ પડે છે કે જ્યારે કોઈ હબશી કોમ ઇસલામ ધર્મ સ્વીકારે છે કે તેમાંથી અધર્મ, મૂર્તિ પુજા, વહેમ, મનુષ્યભક્ષણ, મનુષ્યભોગ, બાળહત્યા, ધંતર મંતર વિગેરે સર્વ નાબુદ થઈ જાય છે. તેઓ કપડાં પહેરવાં શરૂ કરે છે. તેમનામાં દુર્ગંધને બદલે સ્વચ્છતા આવે છે. તેઓ પોતાનો મોભો અને ટેક જાળવી રાખવાનું શીખે છે. મેહેમાનદારી એ એક ધર્મ સંબંધી ફરજ ગણવા લાગે છે. છાકટપાણું અને જુગાર બંધ થાય છે. વિનયરહિત નાચના જલસા અને સ્ત્રી પુરૂષોના ભેળસેળ સમાગમનો અંત આવી જાય છે. પતીવૃત્ત એક ભારે સદ્ગુણ ગણાવા લાગે છે. દરિદ્રતાને બદલે ઉદ્યોગ વધે છે. સ્વેચ્છાચારિપણું નિયમ પ્રમાણે વર્તવાથી બંધ થાય છે. વ્યવસ્થા અને શાંતિ પ્રસરે છે. ખુની હુમલાઓ કરવાની તથા જાનવરો અને ગુલામો ઉપર ઘાતકીપણું ગુજારવાનો અટકાવ થાય છે. દયા, પરોપકાર અને

ભાઈબંધીની લાગણી મનમાં ઠસે છે, વધારે સ્ત્રીઓ પરણુવા અને ગુલામીના રીવાજનું ધોરણ નક્કી કરવામાં આવે છે; અને તેથી થતી ખરાબી ઉપર દાબ મુકવામાં આવે છે.”

“ઈસલામ એ આખી દુનિયામાં સૌથી જોરાવર મદ્ય-નિષેધક (દારૂ–તાડી ઈત્યાદી કેફી વસ્તુની વિરૂદ્ધ) મંડળ છે; પણ યુરોપીયન વહેવારની વૃદ્ધિ તો હાલમાં ખરૂં પુછો તો છાકટપણા, દુરાચાર અને ભ્રષ્ટતાના ફેલાવાનીજ ગરજ સારે છે. ઈસલામ હલકા પ્રકારનો ઉપરચોટીઓ સુધારો દાખલ ન કરતાં લખવા–વાંચવાનું, સફાઈબંધ કપડાં પેહેરવાનું, સ્વચ્છ રેહેવાનું, સચ્ચાઇથી ચાલવાનું, અને ટેક જાળવી રાખવાનું શીખવે છે. તેના હદમાં રાખનાર અને સુધારાનું શિક્ષણ આપનાર ગુણો ઘણા અજાયબ જેવા છે. આફ્રિકામાં પૈસાની ગંજાવર રકમો અને કીંમતી જીંદગીઓનો જે મોટો ભોગ આપણા તરફથી આપવામાં આવ્યો છે; તેના પ્રમાણમાં આપણે કેટલું થોડું કરી બતાવ્યું છે! ક્રિશ્ચિયનોની ગણત્રી હજારોથી થાય છે ત્યારે મુસલમાનોની ગણત્રી લાખોથી થાય છે. આવા ભારે મામલા સાથે આપણે મુકાબલો કરવાનો છે. આ વાત ઘણીજ અણગમતી લાગે છે, પરંતુ તે હસી કાઢવી એ મૂર્ખાઈ છે. આપણે પ્રથમથી એમજ માનીને ચાલવાનું છે કે ઈસલામ એ ક્રિશ્ચિયન ધર્મથી ઉલટો ધર્મ નથી, પણ તે અરધો ક્રિશ્ચિયન ધર્મ છે. ઈસલામ એ ક્રિશ્ચિયન ધર્મના મૂળ તત્ત્વો સાથે હઝરત

ઈબ્રાહીમ[1] અને હઝરત મુસાના[2] ધર્મનો સાર છે. યાહુદી ધર્મ બીજાને પોતામાં લેતો નથી, પણ ઇસલામે તો આખા જગત્‌ને માટે પોતાના દરવાજા ખુલ્લા રાખ્યા છે. જો કે તે એકજ પ્રજામાં ફેલાયલો ધર્મ હતો, તોપણ તે આખી દુનિયાને પહોંચી વળવા ખુલ્લો થયો છે. મુસલમાનો માને છે કે મોટા ૪ પેગમ્બરો છે. ખુદાના દોસ્ત હઝરત ઇબ્રાહીમ (અ.સ.) ખુદાનું ફરમાન સમજાવનાર હઝરત મુસા, (અ. સ.) ખુદાની લીલાથી પેદા થયેલા હઝરત ઈસા (અ. સ.) અને ખુદાના પેગમ્બર હઝરત મોહમ્મદ"

"હઝરત મોહમ્મદના શિક્ષણમાં ક્રિશ્ચિયન ધર્મ વિરૂદ્ધ કાંઈ નથી. તે યાહુદી ધર્મ અને ક્રિશ્ચિયન ધર્મ એ બે વચ્ચેનો પંથ છે. આ સુધારાવાળો યાહુદી ધર્મ (ઈસલામ) આફ્રિકા અને એશિઆમાં જોત જોતામાં ફરી વળ્યો છે; કારણ કે આફ્રિકા અને શામ (સીરિઆ) ના પાદરીઓએ ક્રિશ્ચિયન ધર્મ વિષે તરેહવાર બાબતો દાખલ કરી હતી. તેઓ કુંવારા રહીને બદફેલીની સામા થવાની કોશીશ કરતા હતા. દુનિઆના વેહેવારથી અલગ રેહેવું, એ તેમનામાં વિશુદ્ધિનો માર્ગ હતો, અને ગલીચી એ સન્યાસની પવિત્રતાની એક ખુબી ગણાતી હતી."

---

૧ અબ્રાહામ. ૨ મોસીસ. ૩ ક્રિશ્ચિયન સાધુઓ કુંવારા રહી બદફેલી કરતા હતા.

"લોકો ખરૂં પુછો તો ખરા ખુદા સિવાય બીજાને માનતા હતા. પ્રાણાર્પણ કરનારાઓનું, ઋષિઓનું, અને દેવ દેવતાઓનું પુજન કરતા હતા. ઇસલામે એ સઘળો સડો અને વહેમ સદંતર નાબુદ કરી નાખ્યો. ધર્મ સંબંધી નકામા વાદવિવાદ કરનારાઓને તેણે ધ્રુજાવી મુકયા. કુંવારાપણાની જીંદગીને ભક્તિની રાજયગાદી ગણી તેને જે પ્રતિષ્ઠા વધારવામાં આવતી હતી તેને જાહેર રીતે વખોડી કાઢી. પ્રભુની એકતા અને શ્રેષ્ટતા જેવા મૂખ્ય ગુણો તેણે જાહેરમાં લાવી મુકયા. મુનીવૃત્તને ઠેકાણે પુરૂષાતન આણી મુકયું ગુલામને આશા આપી, માણસ જાતને ભાઇચારો આપ્યો અને માનવીના સ્વભાવની ખરી પરિક્ષા કરી આપી."

"ઇસલામ મિતાહાર, સ્વચ્છતા, નેકી, ન્યાય, ધૈર્ય, હિમ્મત, પરોપકાર, મેહેમાનદારી, પ્રમાણિકપણું, સંતોષ વિગેરે જે ગુણો જરૂરના છે, તે શીખવે છે. તે ડહાપણ, ન્યાય, નીતિ, કાયદા કાનુન, અને ધૈર્ય એ ચાર સદ્ગુણો ગ્રહણ કરવાનો અને સાત ભારે પાપોનો ત્યાગ કરવાનો બોધ કરે છે. માણસના ભાઇચારા માટે ખ્રિસ્તી ધર્મનો સંકલ્પ ઘણોજ ભારી છે. પરંતુ ઈસલામનો ખરો વ્યવારોપયોગી ભાઈચારો સઘળા મુસલમાનોને અરસપરસ સમાનતા શીખવે છે. જે માણુસ ઇસલામ ધર્મ સ્વીકારે છે તેને લાગલોજ મિત્રાચારીના મંડળમાં દાખલ કરવામાં આવે છે.

તે એકદમ પંદર કરોડ[1] જેટલી સંખ્યાવાળા બંધુ વર્ગનો મેમ્બર થઈ જાય છે. ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરનાર માણસને સામાજીક જીંદગીમાં બીજાઓની બરાબર ગણવામાં આવતો નથી. પરંતુ **ઈસ્લામનો ભાઈચારો તો એક ખરો ભાઇચારો છે.** લખવા વાંચવામાં તો "પ્રિય બંધુઓ" કરતાં પણ વધારે મીઠાસવાળા શબ્દો વાપરવામાં આવે છે; પણ હમેશની જીંદગીમાં આપણે ભાગ્યેજ તેમને તે પ્રમાણે ગણીએ છીએ. કુઅનનું પુસ્તક સાકાર સ્વર્ગ બતાવે છે એ ખરૂં છે; પરંતુ તે પરસ્પર મિલનસારીના જે હક આપે છે તે વધારે મજબુત હેતુના હોય છે."

"આફ્રિકાના લોકોને ક્રિશ્ચયન બનાવવામાં વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ અને ઘરઘરાઉ ગુલામગીરી એ બે બાબતો ખરેખરી આડે આવે છે. હઝરત મુસાની માફક હઝરત **મોહમ્મદે** એ બાબદોની મનાઇ કરી નથી; (કારણ કે) એ બનવું ઘણું અશક્ય હતું. પણ તેમણે તેથી થતી બુરાઇઓ ઘટાડવાનો પ્રયત્ન કરેલો છે. ગુલામગીરી એ કાંઇ ઇસલામ ધર્મના કાનુનો પૈકીનો ભાગ નથી. હઝરત મુસા અને સેન્ટ પૉલની માફક **હઝરત મોહમ્મદે** પણ તેને એક અનિવાર્ય અહિત સમજી ચાલવા દીધી છે. મુસલમાનોમાં તે એક ઘણીજ સાલસ વિધીથી

---

૧ હાલમાં ઇસલામીઓની કુલ સંખ્યા ૩૦ કરોડ ઉપર છે.

ચાલે છે. અને યુનાઇટેડ સ્ટેટ્સના હબસીઓની ગુલામગીરીથી ઘણે દરજજે નરમ છે. ઘણી સ્ત્રીઓ પરણવાનો રિવાજ એ એક મુશ્કેલ સવાલ છે. હઝરત મુસા ( અ. સ. ) એ રીવાજ અટકાવ્યો નહોતો; હઝરત દાઉદ ( અ. સ. ) એ તેનો વહીવટ ચાલુ રાખ્યો હતો અને ન્યુ સ્ટેટ્સમાં પણ તેની પ્રત્યક્ષ મનાઇ કરવામાં આવી નહોતી. હઝરત મોહમ્મદ ( સ. અ. વ. ) એ તો વધારે સ્ત્રીઓ પરણવાની બેહદ છૂટ ઉપર દાબ મુકયો છે. યુરોપ, તુર્કસ્તાન, અલજીરિયા અને મિસર જેવાં સૌથી સુધરેલા મુસલમાન દેશોમાં પણ આ રિવાજ એક ખાસ નિયમ તરીકે નહી પણ એક અપવાદરૂપે ચાલે છે.[1] વધારે સ્ત્રીઓ પરણવાના રિવાજમાં તેની સઘળી બુરાઇઓ છતાં બીજા બદલો વાળી આપનારા ફાયદા પણ ઘણા છે. તેણે સ્ત્રી જાતની બાળહત્યા નાબુદ કરી છે. દરેક સ્ત્રીને એક કાયદેસર વાલી આપ્યો છે. વધારે સ્ત્રીઓ પરણવાનો રીવાજ જેવી રીતે ઇસલામને કલંક લગાડે છે તેથી હજાર દરજજે વધારે અનેક ધણીઓ કરવાનો રિવાજ ખ્રિસ્તી પ્રજા માત્રને કલંક લગાડનારો છે. વધારે સ્ત્રીઓ પરણવાના રીવાજને લીધે

---

૧ કેન્ડીઆમાં ૪૦ હજાર મુસલમાનોમાં વધારે સ્ત્રીઓ પરણવાનો એક પણ દાખલો જોવામાં આવ્યો નથી. (જુઓ પીરજાદા મોટામીઆ કૃત રસુલે અરબી. પૃષ્ટ ૧૫૨ ઉપરની નોટ.)

મુસલમાની દેશના લોકો પરકોમમાં નીકળી જવાના રસ્તા-થી તદન બચેલા છે.”

“મરજી પ્રમાણે અનેક ધણી કરવાનો રિવાજ કે જે ક્રિશ્ચિયન સમસ્ત પ્રજાને કલંક લગાડનારો છે, અને જેનું ઈસલામમાં કોઇ નામ પણ જાણતું નથી; તેનાં કરતાં મુસ-લમાની દેશોમાંનો વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ કે જેની ચોકસ હદ બાંધવામાં આવી છે, તે ઘણેજ ઓછે દરજજે સ્ત્રીઓની પ્રતિષ્ઠા ઘટાડનારો અને તેને હાની પહોં-ચાડનારો છે. વધારે ધણી કરનાર ક્રિશ્ચિયન પ્રજાને વધારે સ્ત્રીઓ કરનાર મુસલમાન પ્રજા તરફ પથરા ફેંકવાનો (નિંદા કરવાનો) કોઈ પણ પ્રકારે હક પહોંચતો નથી. બીજા ઘરની ખાંપણ તરફ નજર દોડાવ્યા પેહેલાં આપણે આપણા ઘરની ખાંપણ સુધારવી જોઇએ. મુસલમાન દેશોના ચાર દુષણો—૧ વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ. ૨ ગુલા-મગીરી. ૩ લોંડીઓને ઘરમાં રાખવાનો રિવાજ. ૪ છેડા છુટકાની છૂટ—એ કાંઇ એકલા ઇસલામમાંજ નથી. જો કે હાલમાં નથી તો શું થયું પણ આપણી જાણમાં યુનાઇ-ટેડ સ્ટેટ્સ કે જે એક ક્રિશ્ચિયન દેશ છે અને જેમાં અં-ગ્રેજી બંધુ મંડળની પ્રજા વસે છે, તેમાં પણ વધારે ખરાબ રૂપમાં તે ફેલાયલાં હતાં.”

“મુસલમાનોનો સદાચાર કેટલીક બાબતમાં આપણાં

કરતાં વધારે ચઢતો છે. માલિકની મરજીને આધિન રહેવામાં, મિતાહારમાં, ખેરાતમાં, ઇમાનદારીમાં અને ભાઇચારામાં તેઓ એક એવો નમુનો આપણી આગળ રજુ કરે છે કે તે પ્રમાણે આપણે ચાલીએ તોજ આપણું ભલું થવાનું છે. ઇસ્લામે છાકટાપણું, જુગાર અને વ્યભીચાર કે જે ક્રિશ્ચીયન દેશોમાં મોટામાં મોટાં દુષણો છે તેમનો નાશ કર્યો છે. ઇસ્લામ કે જેણે પૂર્વ તરફના લોકોને પોતાના કબુમાં લઇ લીધા છે તે ક્રીશ્ચીયન ધર્મની તદ્દન બરોબર આવી લાગ્યો છે, તે પ્રાચીન મીસરના આબીસિનીઆના (ક્રિશ્ચીયન) દેવળોમાં હલકા વ્હેમ કરતાં ઘણે દરજ્જે ચઢીયાતો છે." વીગેરે. (જુઓ Faith of Islam)

## ઈસલામથી સજીવન રહેલા બીજા ધરમો.

(૧૦)

ઇંગ્લાંડમાં પ્રગટ થતાં "રેનોલ્ડ" નામના છાપામાં ડબલ્યુ એમ. થોમ્સ નામના એક અંગ્રેજ બારીસ્ટરે "દુનિયાના મહાન ઉસ્તાદોએ આપેલું શિક્ષણ" એ મથાળા હેઠળ એક અતિ જાણવા લાયક લેખ લખ્યો છે, જેમાંથી નીચલી બીના ઉતારી લેવામાં આવે છે:—

મહાન કોન્સ્ટનટાઇને પોતાના રાજ્યમાં ખ્રીસ્તી ધર્મની સ્થાપના કરી જેના પરીણામમાં, ખ્રીસ્તી ધર્મના વડાઓ જે

કોઇ તેમના ધર્મથી વિરૂધ મત દરશાવે તેમની સાથે ખુનખાર લડાઇ મચાવવાનો તેમનો જાણે હક્ક હોય તેવો જૂઠો ડોળ ઘાલવા લાગ્યા. ખ્રીસ્તી, યાહુદીઓ, મીસરના લોકો, અને રોમના લોકો પોતપોતામાં જબરી વઢવાડ કરવા લાગ્યા. પુર્વ તરફના ખ્રીસ્તીઓ ધર્મના કાનુનોમાં વાદવીવાદ કરવામાં પોતાનો વખત ફોકટ ગાળવા લાગ્યા અને પશ્ચિમના ખ્રીસ્તીઓ વધારે અને વધારે મૂર્તીપુજકોની ક્રીયાઓ અને રંગ રાગ તરફ બહુ ઢળતા ગયા. વેપાર, હુન્નર અને વિદ્યાનો નાશ થયો હતો, અને ધર્મ મશ્કરી રૂપે રહ્યો હતો. માત્ર અરબસ્તાન ઇસલામના સબબથી ઘાતકી ફેરફારથી મોટે ભાગે બચી ગયું હતું અને ત્યાં ખુદા ઉપર તવક્કલ (એટલે ભરૂસો) અને ઇમાન (એટલે વીશ્વાસ) રાખવાનો જુસ્સો સજીવન થયો હતો. ખ્રીસ્તી શિક્ષણના ઓઠાં તળે જે દુષ્ટ મીસરણ પસાર થતું હતું તેથી સચાઇનો ઉથલો જરૂરી હતો. હઝરત મોહમ્મદ (સ. અ. વ.) ન હતે તો આજે ખ્રીસ્તી ધર્મ નાશ પામેલા પંથોની સંકમાં હતે, એવું જો કહેવામાં આવે તો તેમાં અતીશયોકતી કરેલી ગણાશે નહી."

"ઇસ્વી સનના છઠા સૈકાથી સોળમા સૈકા સુધીનો સમય અંધકારના ઝમાના તરીકે ઓલખાય છે તે સમયમાં પરદેશીઓના ધર્માંધપણાની સત્તા હેઠલ ધર્મ નીચે દરજ્જે

ઉતરી પડયો હતો. લોકોની માનસીક શક્તીઓ મંદ પડી ગંઇ હતી. પાદરીઓ ગ્રીક ફીલસુફીમાં ગુંચવાઇ ગયા હતા. અને નીરર્થક વાતો બનાવી દીધી હતી. ગ્રીક લોકો જુનાનના સીદ્ધાંતો લઇ બેઠા કે જેઓ કુદરતી રચનાને સુંદર એકઠા થએલા દેવો અને દેવીઓના અવતાર લેખતા હતા. આથી મહાત્માઓની એક હારમાલા ઉત્પન થઇ હતી. મૂર્તીપુજકોને શ્રાપરૂપ ગણી તેના ઉપર ભારે જુલમ ગુજારવામાં આવતો હતો; પરંતુ તેમની ક્રયાઓ ને સંપ્રદાયો ખ્રીસ્તી ધર્મમાં દાખલ થઇ ગઇ હતી, અને ખ્રીસ્તી ધર્મ બીલકુલ ન સમજી શકાય તેવો થઇ ગયો હતો. તેના ધર્મગુરૂઓ દુનીઆનો અધીકાર, પૈસા અને માલમતા મેલવવા મહેનત કરવા લાગ્યા હતા અને જે કોઇ સુધારક ફરીયાદ કરતો તેની પુરી કમબખ્તી આવતી. તેનો ગુનોહ મનાવવા અંગ ખેંચવાનો સંચો અને જલ્લાદની છુરી ભયંકર રીતે તૈયાર રહેતી. જ્યારે હઝરત મોહંમદ ( સ૦ ) ઇ. સ. ૫૭૦ માં જન્મ્યા તે પહેલાં ખ્રીસ્તી અને યાહુદી ધર્મો અરબસ્તાનમાં દાખલ થઇ ચુકયા હતા. તે હઝરત એક ભરવાડની જીંદગી ગુજારતા હતા. અને ચાલીસ વરસની ઉમ્મરે પેગમ્બર તરીકેનો દાવો કર્યો હતો. ભ્રષ્ટ થયેલા ખ્રીસ્તી ધર્મને પાક કરવા હઝરતનું આવવું થયું હતું. પોતાના કુરેશ કોમની અંદર ફેલાયલા વ-

હેમોનો ત્યાગ કર્યો હતો અને જુલમ થવાના કારણે ઇ. સ. ૬૨૨ માં પોતાનું વતન તજી યાહુદીઓના રહે-ઠાણ મદીના તરફ રવાના થયા અને દશ વરસની ટુંક મુદ્દતમાં બલવાન મુસલમાની રાજ્ય સ્થાપ્યું. અને માત્ર એકજ ખુદાને માનવાનો મનસો અમલમાં લાવ્યા. હઝરત-ના આખા મઝહબનો ખુલાસો "લાઈલાહા ઇલ્લલ્લાહ" ના એકજ વાકયમાં સમાયલો છે. એટલે એકજ ખુદા સીવાય બીજો કોઇ ખુદા નથી. મુસલમાનોએ વીદ્યા, હુન્નર, બહાદુરી અને ફીલસુફીની વૃદ્ધી કરી કે જેનો નાશ ખ્રીસ્તી અને યાહુદીઓએ કરયો હતો. જેવી રીતે પ્યુરીટનો અને કોવીનાનટરસે દાખલ થયેલી ભુલો, જુઠા મતો અને પાદરીઓના જુલમને દુર કરવા કરી હતી, તેવી રીત આ મહાન આરબ પેગમ્બર અને કાયદા ઘડનાર હેરત પમાડે એવી મુશ્કેલીઓ વચ્ચે પોતાના મઝહબને ફતેહમંદીથી પાર પાડી શકયા હતા. જો કે આથી ખ્રીસ્તી ધર્મ ઈસ્લામને બહુજ આભારી છે; છતાં ખ્રીસ્તીઓએ હઝરત મોહમ્મદને, શરમ ઉપજાવે તેવી રીતે વગોવ્યા છે. બનાવટી દંત-કથાઓથી તેમને અપજસ દેવામાં આવી અને હઝરતની ભવિષ અને હદીસોમાંથી કેટલીક બીનાઓ ચુંટી કાઢી તેમના રદયામાં મુકવામાં આવી. પણ હાલની વૃદ્ધી પા-

મેલી વીદ્યાએ સાબીત કરી આપ્યું છે કે તે બીનાઓ ખરાબ યા ઠગારી નહોતી, પણ તે ઇશ્વરી હોવાનો દાવો કરી શકે તેટલી બધી સત્ય હતી. કોરાનની અંદર જે ફરમાનો અને વીચારો જણાવેલા છે તેણે તેરસો વરસ થયાં દુનિયાનાં પાંચમાં ભાગની વસ્તી ઉપર તેમની રોજની જીંદગી ઉપર સત્તા ચલાવી છે અને આશરે ચાલીસ કરોડ માણસોએ તેનું શીક્ષણ કબુલ કર્યું છે. જ્યાં સુધી ઇરાનીઓ અને આરબો તે ધર્મના ચલાવનારાઓ હતા ત્યાં સુધી દુનીયાની તરકકી એટલે ચઢતી થતી રહી અને પંદરમી સદીમાં વીદ્યા હુન્નર સજીવન થવા માટે આપણે (ખ્રીસ્તીઓ) તેમના આભારી છીએ. જ્યારે જંગલી મંગોલના ટોલાંઓ ઉત્તર એશીયાથી ધસારો કરી નીકલ્યાં ત્યારે ઈસ્લામમાં ખલલ પડી. બારમી અને તેરમી સદીમાં તાતાર લોકોએ ખ્રીસ્તી લુંટારાઓની મદદથી બલવાન તુરકી રાજ્ય સ્થાપ્યુ, જે લગભગ ચાર સદી સુધી અજીત રહ્યું. સુલતાનોના અમલ હેઠલ નવી ફીકેહની કીતાબો અને ઝઘડાઓ ઉભા થયા જેથી સુધારામાં પાછલ હઠી ધર્મ, વીદ્યા, અને સંસારી હાજતો સાથે એક મલતી થવાને અશક્ત નીવડી. અને હજરત મોહમ્મદે દાબ ન મુકયો હોત તો સહન ન થઇ શકે તેવી હઠીલી ચાલના ખ્રીસ્તીઓની હાલત તેવીજ થઇ પડત. આવી નબલી સ્થીતી

**થવા છતાં મુસલમાનોના જંગલી સદ્‌ગુણો હાલના ખ્રીસ્તી ધર્મના ઢોંગ અને ફરેબોના મુકાબલામાં હજુ સુધી આનંદમય છે."** વીગેરે.

( જુઓ "The Indian Views Ag. 1916.")

## નમાજ અને ઇસલામ.

## ( ૧૧ )

ઈસલામમાં નિમાજનો કેટલો બધો ચમત્કાર સમાયલો છે તે વિષે નીચલું દ્રષ્ટાંત આવકારદાયક થઇ પડશે.

વડોદરાનિવાશી રા. રા. **કાશીશંકર મુળશંકર "સ્પર્શાસ્પર્શ વિચાર"** નામક ઇનામી નીબંધમાં એક જગ્યાએ લખે છે કે:—

"પેશાબનો એક કણ માત્ર જો શરીરને કે કપડાંને અડકે તો અપવિત્રતા ઉત્પન્ન થઇ તે માણસ ખુદાની બંદગી કરવાને નાલાયક બને છે. હાથ પગ ધોયા ( વુઝુ બનાવ્યા ) શીવાય ખુદાની બંદગી કરવામાં આપત્તિ કાળેજ ( નહીં છુટકેજ ) ( તયમુમ વુઝુની ) સંમતી અપાય છે. રજસ્વલા સ્રીનો પડછાયો લેવાનો તેમાં મના કરેલી હોય એવી રીતે પદ્ધતિ પાળવામાં હાલના સાચા મુસલમાનો હજી પણ ચુસ્ત છે."

"ખુદાની બંદગી કરી મસ્જીદમાંથી બહાર આવતા

મુસલમાન ભાઇઓનાં મુખમાંથી અમૃત જેવો પ્રવાહ વહે છે અને તે માટે સાંજે બંદગી વખતે ઘણાં સ્ત્રી પુરૂષો બાળકોનાં અનેક રોગના નિવારણને અર્થે મસ્જીદ આગળ જાય છે અને શરીરના દર્દી ભાગ ઉપર મસ્જીદમાંથી બહાર નીકળતા શખસો પાસે ફુંક મરાવે છે"[૧] ( જુઓ સ્પર્શાસ્પર્શ વિચાર ).

## ઇસલામની એકયતા અને મી. દત્ત.

### ( ૧૨ ).

ઇસલામની અંદર કેવી ઉત્તમ પ્રકારની ઐકયતા છે તેની પ્રસંસા કરતાં વડોદરા રાજ્યના બાહોશ અને વિદ્વાન દિવાન ( મરહુમ ) **મી. રોમેશચંદ્ર દત્ત** પોતાના "**ધી સીવીલાઇઝેશન ઇન એન્સયન્ટ ઓફ ઇન્ડીઆ**"ના બીજા વોલ્યુમના પાન ૩૧૧–૧૨ માં લખે છે કે;—

"બંગાળના ખુણેખોચરે પડી રહેલો હલકામાં હલકો

---

૧ લડાઇને દિવસે લડાઈ શરૂ થતાં પહેલાં સ્કૉટલેન્ડવાળાઓએ સીઝદો કીધો. ત્યારે કેટલાક અંગ્રેજો કહેવા લાગ્યા કે જુઓ તેઓ માથું ઘસે છે તે ઉપરથી એક અંગ્રેજ બોલી ઉઠયો કે "તમો ધોકામાં રહો ના, તેઓ તો પોતાના ખુદાની સ્તુતી કરી રહ્યા છે, અને દયા માગી રહ્યા છે."

( જુઓ તવારિખે ઇંગ્લીશીયા ૧૮૭૧ પૃષ્ટ ૨૪૨ )

મુસલમાન ખેડુત પણ પોતાને સંપીલી મુસલમાન જાતના એક સભાસદ તરીકે માને છે તે હઝરત **મોહમદ** (સ. અ. વ.)ની નશીહતો અને આરબોએ મેળવેલી જીત અને સુધારા માટે મગરૂર થાય છે. પ્રખ્યાત મોલવી અને મૌલાના જે હિંદુસ્થાનના દૂર દૂર દેશોમાંથી પૂર્વ બંગાળામાં આવે છે તેમનો ઉપદેશ સાંભળવાનો તેઓ હક્ક ધરાવે છે. તે દિવસમાં પાંચ વખત મક્કા તરફ ફરીને નિમાજ પઢે છે અને જે પ્રાર્થના (બંદગી) બધા મુસલમાનોને માટે નિર્માણ કરાયલી છે તેજ પ્રાર્થના તે પણ કરે છે અને જો તેની પાસે કાંઇ પૈસા હોય છે તો તે પવિત્ર સ્થળે હજ કરવા જાય છે, તેનું સ્થાન મહાન મુસલમાન જાતમાં નક્કી કરેલું છે અને ધર્મની બાબદમાં તે તુર્કીના સુલતાનથી અગર ઈજીપ્તના ખેદીવથી પણ નીચો નથી."

(જુઓ "ધ શીવીલાઇઝેશન એન્ડ એનસ્યન્ટ ઑફ ઈન્ડીઆ" પુસ્તક બીજું.)

## નીતી અને હમારા નબી.

### (૧૩)

વળી સુરતના જાણીતા બ્રહ્મ તત્વજ્ઞાની અને લેખક **મી૦ બેરામજી ડોસાભાઇ બસલા** પોતાના "**અંતર જગત્ પ્રકાશ**" નામક પુસ્તકમાં ૧૨૫ માં પૃષ્ટમાં લખે છે કેઃ—

" હઝરત **મોહમ્મદ** ( સ. અ. વ. ) પેગમ્બરે "સલુક" ના રસ્તે પડ્યા પછી શરૂઆતમાં ( આપણને ) જે દેખાવો દેખાય છે તે વર્ણવ્યા છે."

આગળ ચાલતાં એજ ગૃહસ્થ મઝકુર પુસ્તકના પૃષ્ટ ૧૨૭ માં લખે છે કેઃ—" હઝરત મોહંમદ ( સ. અ. વ. ) પેગમ્બર પણ યોગી હતા, તે તેમનું દિલ સખી અને ગુફામાં એકાંત બેશી રહેવાની તથા અરધી કે પોણી રાત સુધી પ્રાર્થના તથા મનસોચ્ચારણ કરવાની તેમની ટેવ કહી આપે છે..........એ પેગમ્બરને સંસારની-રાજદ્વારી ખટપટનો સંબંધ રહેવા છતાં, જે તેમણે અંતરદ્રષ્ટિથી જોયલું વર્ણવ્યું છે તે યોગી વિદ્યાર્થીઓ માટે સારૂં છે."

( જુઓ " અંતર જગત્ પ્રવાશ " પૃષ્ટ ૧૨૫, ૧૨૭ )

## ઈસલામનો પ્રચાર કેમ થયો ?

## ( ૧૪ )

વળી ઇસલામ ધર્મના પ્રચાર વિષે ઇંદોરની કેનેડીયન મિશન કૉલેજના સંસ્કૃત પ્રોફેસર **મી૦ દુર્ગાશંકર પ્રાણજીવન રાવળ** બી. એ. રચિત " **યુરોપમાં બુદ્ધી સ્વાતંત્ર્ય** " નામના ગ્રંથની ઉપોદ્ઘાતમાં અને ૧૦માં પૃષ્ટ ઉપર જણાવે છે કેઃ—

" ........સાતમાં સૈકાની અંદર અરબસ્તાનના ભટકતા લોકોમાંથી એક એવા પ્રકારનું ધાર્મિક બળ જાગૃત થયું

કે ૧૦૦ વર્ષ જેટલી ટુંક મુદ્દતમાં એશિયા અને આફ્રિકા ખંડમાંથી રોમન રાજ્યના તમામ પ્રાંતો ચાલ્યા ગયા. ફ્રાન્સ અને સ્પેનમાં પણ તેનીજ આણ વર્તિ અને મધ્ય સમુદ્રના તમામ દ્વીપોને તથા ઇરાનના મોટા રાજ્યને ગળી જઇ છેવટે આટલાંટિકથી સિંધુ નદીના કિનારા સુધી તેના વિજયઘોષ સંભળાવા લાગ્યા.

હવેથી ધર્મ યુદ્ધોનો યુગ બેઠો. પૂર્વમાં વિકરાળ સિંહોની પેઠે મુસલમાનો નિકળવા લાગ્યા. તેમની સામે ટક્કર લેવી અશકય થઇ પડી. સેંકડો વર્ષ પર્યન્ત જે ઇરાનીઓએ ગ્રીક તથા રોમન રાજ્યોને હંફાવ્યાં હતાં, તેઓ નાહાવેન્દના માહા યુદ્ધમાં[1] હારી બેઠા અને ઈરાનમાં ઇસલામ ધર્મ પ્રવર્તવા લાગ્યો. રોમન રાજ્યે થોડીવાર ટક્કર લીધી, પણ તે વ્યર્થ હતું. એશિયા માઇનોર, આફ્રીકા તથા સ્પેન ખ્રિસ્તીઓ પાસેથી ગયાં; સિકંદરે જેટલી દૂનિયા જીતી અથવા રોમન સામ્રાજ્યને જે મેળવતાં ૫૦૦ વર્ષ લાગ્યાં. તેટલીજ ભૂમી મુસલમાનોએ પહેલાં ૧૦૦ વર્ષની અંદર પ્રાપ્ત કરી હતી.

આમ પૂર્વ તરફ જ્યારે એક નવીન ધર્મ ઉદય પામતો હતો, ત્યારે પશ્ચિમ તરફ ગ્રેગરી અને પૉલિન્સ ઇંગ્લાંડનાં સપ્ત રાજ્યોમાં ખ્રિસ્તી ધર્મ દાખલ કરવા શ્રમ કરી રહ્યા હતા. હ૦ મોહમ્મદ (સ. અ. વ.) મે કાબાની ૩૬૫

---

૧ જે ઇ. સને ૬૩૯ માં થયું હતું.

મૂર્તિઓનો નાશ કર્યો, તેજ અરસામાં ઇંગ્લાંડમાં ખ્રિસ્તી પાદરીઓએ ગૅાડમ્રનહામના દેવળની મૂર્તિઓનો નાશ કર્યો.

વળી એજ પુસ્તકના પૃષ્ટ ૧૦૩–૪ ઉપર લખે છે કે, "હઝરત મોહમ્મદ (સ. અ. વ.) મે પ્રાચિન સુધારાની સંધ્યાથી આગળ નહી વધેલા લોકોમાં પોતાનો ધર્મ ચલાવ્યો, છતાં તેમને મૂર્તિપુજાથી તદ્દન મુક્ત રાખવામાં તે ફતેહમંદ થયા, તે ઇસ્લામ ધર્મને બહુ શોભા આપનારૂં છે અને તેના સ્થાપનાર અપૂર્વ બુદ્ધિનો તે સરસ પુરાવો છે..."

"......પ્રથમ તો ઇસ્લામીઓએ જે ઉત્સાહવડે દુનિયા જીતી તે મુખ્યત્વે લડાયક ઉત્સાહ હતો, તેના અનુયાયીઓના પરાક્રમોથી અંજાઇ જઇ માણસો તેમાં એકદમ વગર શરતે દાખલ થતાં, તથા પરધર્મીઓ સાથે તેઓ કટ્ટી દુશ્મનાવટ રાખે છે એવું જાહેર કરતા. તેથી જેમ ખ્રિસ્તિ ધર્મવાળાઓએ ધીમે ધીમે જંગલી લોકોને યુક્તિ પ્રયુક્તિથી સમજાવી પોતાનામાં ભેળવી દીધા, તેવું કશું ઈસલામનો ઇતિહાસ દર્શાવતો નથી. બીજું. કુરાન (શરીફ)નું એક ખાશ લક્ષણ એ છે કે અદ્રશ્યનો સાક્ષાત્કાર (નજરે નહી પડતી ચીજો પોતાની સામે જોઇ લેવાની શકિત) ક ાવવામાં ઘણી ચતુરાઇથી અને કાળજી પૂર્વક તે માણસોને મદદ કરે છે. ત્રીજું. હઝરત મોહમ્મદ (સ. અ. વ.) મે વિચાર્યું કે, મારા શિષ્યોને હમેશાં

મૂર્તિપુજાથી દુર રાખવા હોય તો કોઈ પણ મૂર્તિ નહિ બનાવવા માટે તેમને સખત ફરમાન કરવું જોઈએ, તે એટલે સુધી કે ધર્મની જોડે જે પ્રાણીઓને બિલકુલ સંબંધ ન હોય, તેનાં પણ ચિત્રો કહાડવાં નહી. આ હુકમ એવો સુસ્પષ્ટ અને કરડો છે કે, તેમાંથી કોઈ પણ છુટી શકે તેવું નથી આવી રીતે તેમણે પોતાના ધર્મમાંથી તમામ મૂર્તિપુજા દુર રાખી....[1]" (જુઓ "યુરોપમાં બુદ્ધિ સ્વાતંત્ર્ય")

## એક ચમત્કાર.

## (૧૫)

દિલ્લિપતિ મહાન શેહેનશાહ અકબરના હુઝુરીઆઓ પૈકી ફૈઝી નામક હુઝુરીઓ પણ જગવિખ્યાત છે. તેણે કુરઆનના સંબંધમાં એક ચોપડી (Commentary) "કોમેન્ટરી" લખી છે તેમાં ફૈઝીએ કુરઆનની સામે ઘણા સખત હુમલાઓ કર્યા છે જે માટે ફૈઝીનો એક અંગત મિત્ર "બદુની" જણાવે છે કે,

"જ્યારે ફૈઝી મોતને બીછાને પડેલો હતો ત્યારે તેનું મોઢું કદરૂપું અને શિહા થઇ ગયું; હોઠોપર કાળાસ આવી

૧ "અબરતાન વિગેરે દેશોમાં હઝરત **મોહમ્મદ** પેગમ્બર થયા પછી તેણી તરફના મનુષ્યો સઘળા મૂર્તિપૂજાનો ત્યાગ કરી મુસલમાન થયા." (જુઓ નૌત્તમરામ ઉત્તમરામ કૃત "રાજર્ષિ"

ગઈ હતી, મોઢે ફીણ આવી રહ્યું હતું અને કુતરાંની માફક દયાજનક રીતે તે બરાડતો હતો."

( જુઓ–I bid And Elphinston's History of India 1905 p. 522 )

## હઝરતના ઉમ્મતીઓ માટે એક વધુ મગરૂરી.

### ( ૧૬ )

મી૦ અચ્યુત બળવંત કોલહટકર **બી. એ. એલ. એલ. બી.** એઓ ગૃહસ્થ "ચિત્રમય જગત્" નામક પુનાથી પ્રસિદ્ધ થતાં મરાઠી અઠવાડીકનાં જાનેવારી ૧૯૧૨ ના અંકમાં "**યા અલ્લાહ**" એ શિર્ષક નીચે કુરઆન શરીફની ૪૭મી આયતનો સાર[1] ટાંકી લખે છે કેઃ—

"ઉપર મુજબના શોર્ય ઉત્પન્ન કરનારા અને વિર સંચાર કરનારા શબ્દો જે એક અદ્વિત્ય મહાત્માના મૂખમાંથી બહાર પડયા તે મુખ પરમાત્માના ગુણગાનમાં તલ્લીન થઈનેજ કે નહિં ?!

ઐહિક નજરથી ભક્તિ મુક થઈ ગયાને આજે નજીકમાં નજીક તેર સદી થઈ ગઇ છે. આ તેર સદીએ તે

---

૧ "આજ સૂધી પાછળ હઠયા તેવીજ રીતે આગળ પણ જો પાછળ પગલાં લેશો તો પરમેશ્વર તમને કડક શિક્ષા કરશે."

( કુરઆન ઉલ્લાસ ૪૭ મો. )

મહાત્માનું નામ જગત્માં દરેક મહત્વના ભાગમાં ગજાવી મુકયું છે. અનેક કોટી અંતઃકરણો તે મહાત્માનું નામ સાંભળતાં બરાબર ઉછળી આવે છે, અનેક કોટી અંતઃકરણમાં તેનું નામ સાંભળતાં બરાબર ભિતીના ધસ્કા ભરે છે, અનેક કોટી અંતઃકરણમાં તેના સંબંધમાં ખરેખરનો ગુસ્સો ઉત્પન્ન થાય છે. અને અનેક કોટી અંતઃકરણોએ તેને પવિત્ર પરમેશ્વરના પરભાવશાળી ભક્ત માળીકામાં આદરથી ઉચ્ચ સ્થાન આપી મૂકયું છે. ખરી વિર્યવાન વ્યક્તિનું એજ લક્ષણ હોય છે કે જગત્ના પ્રત્યેક સમજદાર માણસને તે પોતા વિષે પ્રિતીનો અથવા દ્વેશનો વિકાર અનુભવવા લગાડી પ્રિતી અથવા દ્વેશ સંબંધનો પોતાનો સ્વદેશમુખીનો કર તેના મનપર સ્થાપિત કરે છે. અસંખ્ય લોકોના તેમના ઉપરના પ્રેમનું રહેવું એ તેમને જેટલું શોભાદાયક હોય છે, તેટલુંજ અસંખ્ય લોકો દ્વેશ એ પણ તેમના મોટપણામાં ઉમેરો કરી કીર્તિમંદિરમાંનું તેમનું આસાન, સ્થીર અને સુશોભિત કરે છે. હવે એવા અસામાન્ય વિભૂતીનો–એટલે–હ૦ મોહંમદ ( સ. અ. વ. ) પયગંબરનો જય જે પ્રમાણે ગઈ તેર સદીમાં વૃદ્ધિંગત થયો છે તેજ પ્રમાણે આગળ આવનારા તેર અગર તેરસો સદીમાં વૃદ્ધિંગત કરશે કે કેમ એ એક વાતનો સવાલ થઈ પડશે એ દેખીતુંજ છે, કારણ સમય જેવો ચંચળ–અવિશ્વાસ અને પૂરાતન શ્રેષ્ટ વ્યક્તિની કીર્તિ માટે મત્સરી એવો

આ જગત્‌માં કોઈ પણ નથી, પરંતુ હ. મોહંમદ પયગંબરના અનુયાયી આજે આપનું અસ્તીત્વ કાયમ રાખવા માટે કોન્સટાન્ટીનોપલ નજીકની રણભૂમીપર જીવપર ઉદાર થઈને લડાઈ કરે છે તે વખતે જે મહાત્માએ તેમના કાંડામાં જોર, પગમાં સ્થીરતા, અને મનમાં આશા એનું ભાન કરાવ્યું, તેને યાદ કરવો એ સ્વભાવિક છે. અને તુર્કસ્થાન નહી જેવું થાય, ઈરાન રશીયાના કબજામાં જાય, અથવા ઈજીપ્ત પોતાના વૈભવથી જુદું થાય તોપણ હ૦ મહંમદ (સ. અ. વ.) પયગંબરનું સીંહાસન સ્વર્ગમાં કાયમ ટકશે એ તો નીર્વિવાદ છે.

હાલમાં જેટલા ધર્મ પોતાના વિસ્તારના અથવા સચ્ચાઈને માટે જગત્‌માં આનંદાસ્પદ થયા છે તે સર્વમાં મોહંમદી ધર્મનો મનન કરવા જેવો વિશય એ છે જે, મોહંમદી ધર્મનો સ્થાપક હઝરત **મોહંમદ** (સ. અ. વ.) સ્વધર્મનો ફક્ત ઉપદેશકજ નહીં પણ તેનો ફેલાવો અને જયજયકાર કરાવવાવાળો બળીસ્થ સિંહાશનાધીશ્વર હતો.

એક મહાત્માએ કેવળ ધર્મનું મૂખથી વિવેચન કરવું અને એક મહાત્માએ પોતાની તલવારની તીખી ધારથી તે ધર્મને સારો ફેલાવવો એ નિયમ પ્રત્યેક ધર્મ માટે દેખાઈ આવે છે. ઈસુખ્રિસ્તના ધર્મને રોમન બાદશાહી સત્તાની જરૂર પડી હતી. બૌધ ધર્મને અશોક રાજાના બળથી જય

મળ્યો. યાજ્ઞાવલ્કયનો તત્વોપદેશ રાજા જનકથી દીપી નીકળ્યો. એવા જે અક્કલ અને શક્તિ, એનું એકમેકપર અવલંબન હોવાથી કોઇ પણ નવો ધર્મ જન્મથી ઘાણું કરી લુલોજ હોય છે. જે ધર્મ પ્રચારક લોક હોય છે તેનાજ હાથમાં જો રાજ્યસત્તા હોય, અગર તત્વનો બોધ આપનારા જો રાજકુળમાં ઉત્પન્ન થાય તો કોઈબી નવા ધર્મપર પોતાના "ન્હાનપણમાં" લાંબી નજરનો ભેદક પવન સહન કરવાનો દુર્ઘટ પ્રસંગ આવશે નહીં... ....પરંતુ સુભાગ્યની અનુકુળતાથી મોહંમદી ધર્મને એવી ખેદજનક દશા કદી પણ અનુભવવી પડી નથી. તે ધર્મ પ્રકાશમાન અવસ્થામાંજ ઇતિહાસની ભૂમીપર ઉદય થયો. અને આજ સુધી તેને પ્રાક્રમી પુરૂષોની અતિશય મદદ હોવાના કારણે આજ સુધી તેનું દેદિપ્યમાન તેજ પહેલાંના જેવુંજ કડકપણે તલપી રહ્યું છે........મોહંમદી ધર્મનો આરંભ હ૦ મોહંમદ (સ. અ. વ.) ના સામ્રાજ્યમાંથીજ થયો છે અને તેના ઉપર કોઇ પણ પ્રસંગ આવે તો પણ હઝરત મોહંમદના વર્તનને જેનાથી ડાઘ લાગે એવી વાત તે પુણ્ય પુરૂષના આશિર્વાદથી કદી પણ થશે નહીં, એવી ખાત્રી કરવા માટે ઘણાજ કારણો છે.

મુસલમાન ધર્મનો મૂળ સંસ્થાપક હઝરત મોહંમદ જો કે પોતે રાજ્યકર્ત્તા હતો તોપણ તે રાજ્ય તેને વંશ પરંપરાના હક્કથી મળેલું નસતાં તેણે જાતે સંપાદન કરેલું

હતું. આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે હ૦ મોહંમદ (સ. અ. વ.) નો જન્મ ગરીબ કુટુંબમાં થયો હતો. અને તે રાજ્યપદ પર ચઢશે એવો કોઈ પણ રીતે નજીકનો અથવા દૂરનો સંબંધ પણ ન હતો, પરંતુ એક હાથે તેણે મુસલમાની સામ્રાજ્ય મંદિર ઉભું કર્યું અને બીજા હાથે તેણેજ મુસલમાની ધર્મની ભવ્ય ઈમારત ઉભી કરી. હ. મોહંમદને વાચા અને હાથ, શ્રાપ, અને તીર, ભક્તિ અને શક્તિ, વૈરાગ્ય અને વૈરાજ્ય એની સરખીજ અનુકુળતા હતી. તે સાધુ છતાં પક્કો રાજ્યકર્ત્તા હતો. તે પંડિતમાં પંડિત અને વિરોમાં વિર, તે ગરીબમાં ગરીબ પણ ઉગ્રમાં ઉગ્ર, તે સાત્વિકમાં સાત્વિક પણ તામસીમાં તામસી હતો! એવા એ પરસ્પર બે ગુણો તેના શરીરમાં ચમત્કારિક રીતે મિશ્ર થયા હોવાના કારણે જગતે મોઢામાં આંગળીજ ઘાલવી જોઇએ. એવી વિલક્ષણ કામગીરી તેણે દશ વિસ વર્ષની અંદરજ બતાવવી પડી............મોહંમદી લોકોનો મૂળ ધર્મ ગ્રંથ કુરઆન છે. મુસલમાની ધર્મનો તમામ જીવીત સાર એ ગ્રંથમાં ભરેલો છે. અને તેના ઉપર દરેક મુસલમાનની પ્રિતી હોય છે. મુસલમાન લોક મધ્ય યુગમાં જ્યારે યુરોપમાં નાચકુદ કરવા લાગ્યા, ત્યારથી મુસલમાનોનું કુરઆન અને ખ્રિસ્તી લોકનું બૈબલ એના વચ્ચે વિલક્ષણ ચરસ લાગેલો કે તે સપાટામાં કુરઆનપર ખ્રિસ્તી ધર્માનુયાયીઓએ ઘણોજ ફ્રાજલ મારો ચલાવ્યો. પરંતુ ધર્માભિમાનીના સ-

પાટામાં એવું થવું ખરેખર ક્ષમ્ય છે. અને કોઈ પણ ધર્મના અનુયાયીને પોતાનું ધર્મ પુસ્તક પોતાને જેવું સર્વ વાતે નિર્દોષ ભાસે છે તેવુંજ તે ઈતર ધર્મના લોકોને પણ દેખાવુંજ જોઇએ, એવો દુરાગ્રહ કદી પણ પકડવામાં આવશે નહી, પરંતુ કુરઆન માટે તમામ બાજુથી વિચાર કરતાં તે ખરેખર એક દિવ્ય ગ્રંથ છતાં તેને માટે મુસલમાન લોકો જે અભિમાન પકડે છે તે બરાબર છે. એવું દરેક વિચારી માણસને કબુલ કરવુંજ પડશે.

કુરઆન એ ગ્રંથ બહુજ મોટો છે. તેના એકંદર ભાગ ૧૧૪ છે. પ્રત્યેક ભાગને સુરા કહેવામાં આવે છે. સુરાની રચના હ૦ મોહંમદ (સ. અ. વ.) ઘણું કરી મક્કા અથવા મદીના શહેરમાં છતાં તેના હાથે ઘડેલી છે, સદર ગ્રંથ મોહંમદે ગોઠવેલો નસતાં, પરમેશ્વરે જે પ્રમાણે કહ્યો તે પ્રમાણે તેણે સમજી લઇને પ્રગટ કર્યો. એવી મુસલમાન લોકની મૂળથી આજ લગી મક્કમ ભાવના છે........કુરઆન અરબી ભાષામાં છે અને તેની લેખન શૈલી તેના જાણકારના મતથી એટલી તો મધુર અને ચટકદાર છે કે, તેમના મતથી તે ખરેખરજ પરમેશ્વર વાણી દીપે છે. હ૦ મોહંમદ (સ. અ. વ.) ના વખતમાંજ કુરઆનને ખોટું કહેનારા અનેક આક્ષેપ નિકળ્યા હતા,[1] પરંતુ તે તમામને કુરઆનમાં

---

1. કુરઆન પાકમાં ફેરફાર કરવાને ઇરાદે ઇ. સને ૯ માં સેકામાં

એવો જવાબ આપ્યો છે કે, " તમે કુરઆન ઈશ્વર સ્ફુરીત નથી એવું કહો છો તો તેમાંની એક લીટી જેવી સુશોભિત લીટી તમે લખો જોઉં." અને તમને **કુરઆન એ મોહંમદકૃતી નથી એવું મુગે મોહડે કબુલ કરવુંજ પડશે.** "...હ૦ મોહંમદ (સ. અ. વ.) ને એટલું સરસ આરબી કેમ આવડયું એ જોઈ તેના માટે ખ્રિસ્તી લોકોને પણ આદર ઉત્પન્ન થાય છે. સુભાગ્યે કુરઆનની સર્વોત્તમતા હજી પણ કાયમ છે.

કુરઆન વિષય વૈચીત્ર્ય અલૌકિક પુસ્તક છે. તેના એકાદ અધ્યાયમાં પરમેશ્વરના અત્યંત ઉદાત્ત યસોગાન હોય તો,

---

મુસૈલમા કઝઝાબ અને બીજાં ચાર જણે પેગમ્બરીનો દાવો કર્યો હતો. વળી શહેનશાહ અકબરે સઘળા ધર્મોની ચર્ચા કરી " એલાહી ધર્મ " નામે એક નવો પંથ સ્થાપવાની ભારે હીલચાલ કરી હતી. તે પછી એજ શહેનશાહે " અસ્સલામુ અલૈક " બોલાતું હતું, તે બંધ પડાવી " અલ્લાહુ અકબર " ( ખુદા મોટો ) એમ બોલવાનો ચાલ આરંભ્યો. અને તેના જવાબમાં " જલ્લે જલાલહુ " ( તેનો પ્રકાશ પ્રગટ થાઓ ) એમ ઉત્તર આપવાનું ઠરાવ્યું. આથી એના નામનો અર્થ " જલાલુદ્દીન અકબર " એમ થતો હતો. એ સઘળું થઇ ગુજરવા પછી પણ કુરઆન પાક તેમજ હમારા હઝરત સલ્અમના ફરમાનમાં એક તલ માત્ર પણ અદ્યાપી ફેરફાર થવા પામ્યો નથી. એજ હઝરતને માટે અને કુરઆન પાકને માટે તે સત્ય હોવા વિષેની થોડી સાબેતી નથી. કર્ત્તા.

બીજા અધ્યાયમાં નાસ્તીકોને સરળ માર્ગે લાવવા માટે ઉત્તમ શિક્ષણ હોય, એકાદ અધ્યાય જ્ઞાનથી ભરેલો હોય તો એકાદમાં વજન માપમાં લુચ્છાઈ કરવી નહીં એવાજ સીધા અને સામાન્યતઃ માલમ પડે, એવા નીતિ તત્વો કહેલા હોય, એકાદ સુરામાં સ્વર્ગનું પ્રેમપુરીત વર્ણન કરેલું હોય તો એકાદમાં અથથી ઇતિ સુધી નર્ક લોક સંબંધી સંબોધવામાં આવેલું હોય તો એકાદમાં વિવાહ બંધનના નિયમ મુકી દીધેલા હોય છે. વળી એકાદ અધ્યાયમાં ભવિષ્ય કથનનું ભવ્ય દ્વાર નજરે પડશે અને સુરાનું મથાળું લખતી વખતે તો હ. મોહંમદે હાલના નામાંકિત કવીઓને શુદ્ધાં સરમાવ્યા છે!.......................એવો પ્રાસાદિક ગ્રંથ આરબી ભાષામાંથી સર્વોત્તમ ગ્રંથોમાં લલામભૂત થઈ પડે છે અને તેણે હજારો સ્ત્રી–મરદોને પોતાના અતુલ મીઠાસથી ગાંડા બનાવ્યા એમાં નવાઈજ શી ?!

કુરઆનમાંનો તત્વજ્ઞાનાત્મક ભાગ પણ ઘણોજ ઉંચા પ્રકારનો અને મોહક છે. મુસલમાન શિવાય અન્ય ધર્મના લોકોને તે તમામ ખરો લાગશે નહી એ દેખીતુંજ છે; પરંતુ એકાદ ધર્મમાંનું મત કોઇની નજરથી કેટલુંબી અગ્રાહ્ય અથવા ચુકનું હોય, તો પણ તે વિચારવા જેવા નથી એમ કદી પણ કહેવાશે નહીં. પરંતુ સ્વધર્મ સાથે બીજાના પણ ધર્મ ગ્રંથનું જે દેશમાં વધારે અધ્યયન થાય તેનેજ ધા-

મિકપણામાં પહેલો નંબર લેવાની તક મળશે.....................
........એવા જ્ઞાનશિલ પરંતુ અકટો વિકટ પરિશ્રમ કરનારા આચાર્ય આપણા દેશમાં પાછા નિર્માણ થવા જોઇએ.

હાલમાં યુરોપમાં જે લડાઈ ચાલુ છે તેનો તુર્ક લોકોને પ્રતિકુલ એવો નિકાલ લાગે તો હઝરત મોહંમદ ( સ. અ.વ ) પોતાના ઈસલામી ધર્મનું જે શોભાયમાન મંદિર અતિશય મેહેનત લઇને ઉભું કર્યું છે તેને થોડી ઘણી ઈજા પહોંચ્યા વગર ખાસ રહેશે નહીં પણ તે માટે મોહંમદી લોકોની સાથે આપણી પણ આંખોમાં સાહજીક અશ્રુ ઉભાં થાય તોજ આપણે ખરા હિંદુ હોઈશું. સત્ય અથવા સત્વ કોઈ પણ સ્વરૂપમાં હોય તે બદલ હિંદુઓના મનમાં એની મેળેજ પ્રેમ ઉત્પન્ન થવો જોઇએ. પરધર્મના અધ્યયનની કેટલાક લોકોને બહુજ ભિતી ઉત્પન્ન થાય છે. પરધર્મ નીરીક્ષણથી પોતાનું ધર્મમત તુટી જશે એવું તેમને જણાય છે.

પરંતુ જે પ્રમાણે હઝરત મોહંમદ ( સ. અ. વ. ) મે અનેક ધર્મોની ગરદીમાંથી પોતાના ધર્મનો રસ્તો કાઢયો તે પ્રમાણે તેના કુરઆનની બાબદમાં અમને પણ કરવું પડશે તો તે પૂર્વ પદ્ધતને પકડીનેજ છે એવું કહેવાશે.

( જુઓ ચિત્રમય જગત, જાનેવારી ૧૯૧૨ )

# ઈસલામ અને હમારા હઝરત મોહંમદ.

## ( ૨૭ )

ઇસલામ, કુરઆન શરીફ અને હમારા હઝરત મોહંમદ ( સ. અ. વ. )ના સંબંધમાં **ચીકલીકર દેશાઈ કાલિદાસ પંડિત,** પોતાના (સને ૧૮૮૩ રચીત) "**મુક્ત શાસ્ત્ર**"નામના ગ્રંથના પાના ૨૦૯ થી ૨૧૬ સુધીના ભાગ ઉપર લખે છે કે:-

" .....મુસલમાની ધર્મને અરબી ભાષામાં ઈસલામી ધર્મ. એટલે નીરાકાર[1] ઈશ્વરને માનવાવાળો ધર્મ તે. મતલબ કે, "ખુદા શીવાય બીજાને નહી માનનારો ધર્મ" એવો અર્થ થાય છે. તોપણ ઉપરની મોટી ચારે કીતાબો[2] કાંઈ મનુષ્ય કૃત્ય નથી, પણ ખુદાએ પોતાના પ્યારા સ્નેહીઓને સૃષ્ટિમાં ઉપલી કીતાબો આપી પ્રજાને ધર્મ ઉપદેશ કરવા મોકલ્યા હતા. તેવા પુરૂષોને પેગમ્બર કહે છે. આ પેગમ્બરો જુદી જુદી કીતાબો લાવ્યા હતા. ને તેમણે ખુદાના પવિત્ર ફરમાનો બતાવી પ્રજાને પૂર્ણ જ્ઞાન આપ્યું હતું."........" પણ છેલ્લી કેતાબના લાવનાર **હઝરત મોહંમદ** ( સ. અ. વ. ) પેગમ્બરને ખુદાએ આશિર્વાદ આપ્યો કે, આ છેલ્લી કીતાબ દુનીઆંની આખર સુધી રેહેશે. હવે ક્રિશ્ચિયન લોકોનું બાઈબલ ખરૂં છે, પણ તે

---

૧ જેનો કાંઇ પણ આકાર કે ચિન્હ નથી.

૨ તોરેત, ઇંજીલ, ઝબુર અને કુરઆન શરીફ.

બીગડવાથી ખુદાએ રદ્દ કરેલું છે. ને તેને રદ્દ કરી હઝરત મોહંમદને ખુદાએ કુરઆન કીતાબ આપી છે, તેથી કુરઆન ખરૂં છે, ને બીજી કીતાબો કુરઆન જેવી શ્રેષ્ટ નથી. વીગેરે."

( જુઓ "મુક્તાશાસ્ત્ર" પૃષ્ટ ૨૦૯ થી ૨૧૬ )

## બુતપરસ્તી વિષે એક ફટકો.

(૧૮)

મૂર્તિપુજાનો નાશ કરવા માટે **હઝરત મોહંમદ** ( સ. અ. વ. ) ને જે માન ઘટે છે તેની પૂર્તીમાં નીચલું વાક્ય ઘણુંજ ઉપયોગી થઇ પડશે:—

"**ધર્મ વર્ણન**" ગ્રંથના કર્ત્તા **પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ** એમ. એ. એલ; એલ. બી. પોતાના એ પુસ્તકના ૨૨૫ માં પૃષ્ટ ઉપર લખે છે કે:—

"......આ સર્વ મૂર્તિપુજા સાથે જે પુષ્કળ વહેમ, અનીતિ અને નિર્લજ્જતા, જોડાયાં હતાં, એ સર્વને તળીઆં ઝાટક કાઢી નાંખવાનું માન **હઝરત મોહંમદ** ( સ. અ. વ. ) પયગમ્બર એમને ઘટે છે" વિગેરે.

( જુઓ "ધર્મ વર્ણન" પૃષ્ટ ૨૨૫ )

## ઈસલામનો વડો શિક્ષક કુરઆન પાક છે!

(૧૯)

મુંબઈની અંજુમને ઈસલામમાં વિદ્યાર્થીઓને ઈનામો વહેંચી આપવાનો એક મેળાવડો મુંબઈના પોલીસ કમી-

શનર મી૦ એસ. એમ. એડવર્ડઝના પ્રમુખપણા હેઠળ તા. ૨ જી મે શને ૧૯૧૪ ના રોજ થયો હતો, તેમાં ઇનામો વહેંચી આપવા પછી મી૦ એડવર્ડઝ જે એક ઈસલામીઓ પ્રત્યે દીલસોઝ લાગણી ધરાવનાર યુરોપીયન છે તેમણે ઈસલામીઓની કેળવણી વિષે ઘણુંજ અસરકારક લંબાણ ભાષણ કર્યું હતું. આ ભાષણમાં હમારા નબી અને તેમની ઉંચી ફીલસુફી વિષે મી. એડવર્ડઝે કુરઆન પાકની સુરે ૫૩ મી નઝમનો દાખલો આપતાં, કહ્યું હતું કે:—

" ગૃહસ્થો, કુરાંન પાકની સુરે ૫૩ " નઝમ "માં ફરમાવવામાં આવ્યું છે કે:—

તારા ( કુરાન )ના સોગંદ છે કે જ્યારે તે નીચે ઉતરે છે કે તમારો સાહેબ ( હ૦ **મોહંમદ સ. અ.** ) સચ્ચાઇથી વેગળો ગયો નથી અને તેણે ભૂલ કરી નથી. અને તે પોતાની મરજી પ્રમાણે બોલતો નથી પણ તેને જે વહી કરવામાં આવે છે તે મુજબ તમારી આગળ તે બોલે છે અને તેને મહા શક્તિવાલા ( જીબ્રઇલે ) શીખવ્યું છે ![1]

" ગૃહસ્થો આ દુનીઆમાં મોહમેદનોની મોટામાં મોટી મીલકત કુરઆને શરીફ છે અને બીજા કોઈ પણ માફક

---

( ૧ ઉપલી સુરા કુરઆનના ૨૭ માં સીપારા "કાલ-ફમાખતબો કુમ "માં આવેલી શરૂઆતની પાંચ આયાતોનો ઉપલો તરજુમો છે. ) આ લેકચર મી. એડવર્ઝના બોલેબોલ આયત સહીત છે.

ઈસ્લામી ધરમના સિદ્ધાંતો છોકરાઓને નાનપણથીજ શીખવવાં જોઈએ, કે જેથી સદ્‌વર્તનનો પાયો નંખાય અને દુનીઆની મુસાફરીમાં ખરે માર્ગે ચાલી શકાય. આ સંસ્થામાં ધાર્મિક કેળવણી કરવામાં ડહાપણજ વાપરવામાં આવ્યું છે. બીજી કેળવણીથી આ શાળામાં ભણનારા છોકરાઓ જીંદગી નીભાવવાના સાધનો મેળવી શકશે. પણ ૧૩૦૦ વરસ ઉપર અરબસ્તાનના રણોમાં પેગમ્બરે કુરઆનમાં કહેલા સંદેશાની ખુબી જાણવાથી તો વિદ્યાર્થીઓ મોટાં થતાં સાચા મોહમેદનો, તેમજ ભલા અને વફાદાર શેહેરીઓ નીવડશે" વીગેરે.

## આખી દુનીયા હઝરતને આભારી છે.

## ( ૨૦ )

"બ્રહ્મો ધર્મ પ્રચારક મંડળ" તરફથી પંજાબવાલા જાણીતા સર્વ ધર્મ તત્વજ્ઞાની **મી. શ્રધે પ્રકાશ દેવજીએ** ઉર્દુ ભાષામાં રચી પ્રસીદ્ધ કરેલાં "હઝરતના ટુંક વૃત્તાંત" નામના પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે કેઃ—

"ઈસ્લામના સ્થાપક **હઝરત મોહંમદ** (સ. અ.) કે જેમનાં જીવન વૃત્તાંતનો આ ટુંક અહેવાલ છે. તેઓ તે શ્રેષ્ટ પુરૂષોમાંના નર છે કે જેઓએ કુદરતના કાનુનો પ્રમાણે ઉજડાઈ તથા અંધકારના સમયમાં જન્મ ધારણ કરી સૃષ્ટીમાં ઘણીખરી સચ્ચાઈનો ફેલાવો કર્યો. અને લોકોને આત્મીક તથા સંસારીક ઉન્નતિનો શ્રેષ્ટ માર્ગ દેખાડયો."

"જેવી રીતે આર્યવૃત્તને શાકયા મુની ગૌત્તમ બુદ્ધ અને રાજા રામ મોહનરૉય તથા ઈરાનને જરથુસ્ત, ચીનને કનફ્રેશશ અને યાહુદીઓને હઝરત ઈસા (અ.) ઉપર વડાઈ છે તેવીજ રીતે અરબસ્તાનનું રણુ **હઝરત મોહંમદ (સ. અ.)** સાહેબ ઉપર વડાઈ અને માનની અંદર આવ્યું ! એ ઉપરાંત એઓ હઝરતની જાતથી દુન્યાને જે જે ફાયદાઓ પહોંચ્યા તેને માટે ફક્ત અરબજ નહીં પણુ **આખી દુન્યાએ એમનો આભાર માનવો વાસ્તવિક છે.** એવું કયું સંકટ હતું કે જે માણુસના ફાયદાને માટે આ મહાન નરે પોતા તરફ ખેંચી લીધું ન હતું ?! અને કેવી કેવી વિપત્તીઓને એઓ સાહેબે ઉઠાવી લીધી ન હતી ? અરબ જેવા એક જંગલી અને ઉજજડ મુલકને ઈશ્વરની એકતાનું શિક્ષણુ આપી, સરળ માર્ગ ઉપર લાવવાનું મહાભારત કાર્ય; એક એવાજ ફીલોસોફરનું કામ હતું. અને છેવટે પણુ એઓ (**હ૦ મોહમ્મદ** (સ. અ.) જ લાવી શકયા. ટુંક અંતઃકરણુવાળા અને અદેખા (વિધ્નસંતોષી) પુરૂષો આવા મહાન નર માટે કંઇ પણુ કહે, પરંતુ જે લોકો ન્યાય પ્રિય અને વિશાળ અંતઃકરણુ ધરાવનારા છે તેઓ કદી પણુ **હ. મોહંમદ** (સ. અ.) સાહેબની સામાન્ય ઐશ્વરી જીવીકાની ઉન્નતિની સેવાઓ માટે ભુલી જઈ ઉપકાર ઉપર અપકાર કરશેજ નહીં. અને જે લોકો

એમ કરે છે તેઓ પ્રથમ પંક્તિના ટુંકા દીલવાલા અને ખોટાકું ચાહનારા લોકો છે.”

“જેવી રીતે દુન્યામાં બીજા મહાન નરો પોતપોતાની વડાઈ અને માનનો મજબુત સ્થંભ કાયમ કરી ગયા છે. તેવીજ રીતે **હઝરત મોહંમદ** (સ. અ.) સાહેબ પણ પોતાની અત્યુત્તમ કિર્તીનો એક એવો ઝુંડો ઉભો કરી ગયા છે કે જે દરેક સમય માટે તેઓની યાદગારી રેહેશે. એટલે એજ ઈસલામનો ઝુંડો કે જેની નીચે આ સમયે તેરથી ચૌદ કરોડ દુન્યાના પુરૂષો આવી ગયા છે અને **હઝરત મોહંમદ** (સ. અ. વ):ના નામ ઉપર જાન અર્પણ કરવાને હિમ્મતથી ઉભા રહ્યા છે, તેજ તેમની વડાઈનું એક અતી મહાન ચિન્હ છે, પરંતુ આટલું છતાં પણ અતી સખેદાશ્ચર્ય સાથે કહેવું પડે છે કે, **હઝરત મોહંમદ** (સ. અ. વ.) ના આટલા બધા આંતરિક અનુયાયીઓ તેમના નામ ઉપર જાન વટીક કુરબાન કરવા તૈયાર છે, પણ એવા ઘણા થોડા પુરૂષો મળી આવશે કે જેઓ તેમના ઉંચા જીવનથી જાણીતા હોય ! હમોને એવા સેંકડો બલ્કે હજારો પુરૂષોથી મુલાકાત થઈ છે કે જેઓ પોતાને પાકો મુસલમાન સમઝે છે, પરંતુ **હ. મોહંમદ** (સ. અ. વ.) સાહેબની હાલતને માટે તેઓને કાંઈ સવાલ કરવામાં આવે છે તો માત્ર મોં જોતાજ રહી જાય છે ! એ કેટલી બધી દીલગીરી ભરી બીના છે કે જે પુરૂષના નામ

ઉપર મુસલમાનો જાન અર્પણ કરે તેઓ તેમના ફક્ત નામ-થીજ જાણીતા હોય ! અને બીજી કોઈ પણ તરેહની ખ-બર ન રાખે !! આવી અજ્ઞાનતાનું મૂળ કારણ એજ છે કે, એઓ સાહેબના પ્રાક્રમોના જેટલાં પુસ્તકો લખાયાં છે તે મુખ્યત્વે કરી અરબી ભાષામાંજ લખાયાં છે જેથી ઉર્દુ જાણનારો મોટો ભાગ પણ અજ્ઞાત રહેવા પામ્યો છે (તો પછી ગુજરાતી જાણનારાઓની તો વાતજ શી કરવી ?) એ-ઉપરાંત અરબીમાં પણ જે પુસ્તકો લખાયાં છે, તેમાં એ-મનાં મહાભારત બનાવોની મજબુતીના દ્રષ્ટાંતોની ગેરહાજ-રીમાં માત્ર એમનાં વિચારોથી વધારે કામ લેવામાં આવ્યું છે. વળી એવાં પુસ્તકોનો જો ઉર્દુમાં (અને ગુજરાતીમાં) પણ તરજુમો કરવામાં ન આવે તો ઈસલામીઓ શીવાય બીજા ધર્મવાળાઓ તે પુસ્તકોથી કશો પણ લાભ પ્રાપ્ત કરી શકતા નથી." વીગેરે.

## કુરઆન શરીફ અને બંધુત્વ.

### (૨૧)

**શ્રીપાદ દામોદર સાતવળેકર** નામના એક હિંદુ વિદ્વાન, "**સ્પર્શાસ્પર્શ અથવા ચારે વર્ણનો પરસ્પર વ્યવહાર**" નામના પોતાના મરાઠી પુસ્તકમાં "**મુસલમાની ધર્મ**" એના શિર્ષક હેઠળ નીચે પ્રમાણે લખે છે:—

" મુસલમીન ધર્મનો કુરાણ એ ધર્મ ગ્રંથ છે. આ ગ્રંથ શીવાય તેઓ અન્ય કોઈ ગ્રંથને પ્રમાણ માનતા નથી. બાયબલમાં નવા કરાર અને જુના કરાર એવા બે કરાર પરમેશ્વરે પૂર્વે મોકલી આપ્યાનું વૃત્તાંત છે પણ તે હવે નિરૂપયોગી થવાથી હ. મોહંમદ ( સ. અ. વ. ) પેગમ્બર દ્વારા કુરાણ મોકલી આપવામાં આવ્યું હતું. કુરાણની આ પ્રકારની ઉત્પત્તિને મુસલમીનો શ્રદ્ધાપૂર્વક માને છે. આ કુરાણમાં આરંભથી અંત પર્યંત એકેશ્વરીવાદનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જુઓ:—

" Say, God is one God; the eternal God; he begetteth not, neither he is begoten; and there is not any one like unto him."

અર્થાત:—પરમેશ્વર એક સનાતન અને અજ છે. એના સમાન અન્ય કોઇ પણ નથી. ( કુરાણ અ. ૧૧૨ )

એ અનંત સામર્થવાન પરમેશ્વરે આ પૃથ્વીમાંથી આદમને ઉત્પન્ન કર્યો અને તેના શરીરમાંથી ઈવ્હ નામની એની સ્ત્રીને ઉત્પન્ન કરી; યહુદી અને ખ્રિસ્તીઓની માફક મુસલમાનો પણ આ જોડાંમાંથી જગતના સર્વ મનુષ્યો ઉત્પન્ન થયાં એમ માને છે. એકજ સ્ત્રી પુરૂષવડે સર્વ માનવજાતીની ઉત્પત્તિ થઈ એવું ખાત્રીપૂર્વક માનનારને વિશ્વ કુટુંબની કલ્પનાનો સ્વીકાર કરવોજ પડશે. બેશક આ કલ્પના ખ્રિસ્તી

ધર્મ પ્રમાણે છે. તદ્ ઉપરાંત કુરાણુનો એવો સિદ્ધાંત છે કે સર્વ દેહની અંદર જીવાત્માને પરમાત્માએ ઉત્પન્ન કરેલા છે, તથા પરમેશ્વરના સર્વ કૃત્ય પવિત્ર છે. આમ હોવાથી જેમ શરીરપક્ષે વિશ્વબંધુત્વ માનવું પડે છે, તેમજ આત્મીકપક્ષે પણ, મનુષ્ય માત્રમાં પાવિત્ર્ય છે, એમ માનવું પડે છે; જુઓ.

"The spirit was creted at the command of my God" અર્થાત જીવાત્માને પરમાત્માની આજ્ઞાથી ઉત્પન્ન કરવામાં આવ્યો છે. (કુરાન અ. ૧૭)

આ પ્રમાણે ભૌતિક અને આત્મિક દ્રષ્ટિથી સર્વ મનુષ્યો સમાન થયાં એ વાત ખરી, પણ તેમ થવા છતાં પણ કુરાણુ ઉપર વિશ્વાસ રાખનાર અને ન રાખનાર, એવા સર્વ માનવ સમાજના બે વિભાગ થયલા છે. આ માટે એવી માન્યતા છે કે, કુરાણુ ઉપર વિશ્વાસ રાખનાર દેવોના રાજ્યમાં રહે છે. અને કુરાણુ ઉપર વિશ્વાસ ન રાખનાર સેતાનના રાજ્યમાં રહે છે. અવિશ્વાસુ મનુષ્યોને કાયમનો નર્ક-વાસ અને વિશ્વાસુ મનુષ્યોને કાયમનો સ્વર્ગવાસ મળે છે. આ વાતનો કુરાણુમાં અનેક સ્થળે ઉલ્લેખ છે.

* * * *

વળી કુરાનના ૫ માં અધ્યાયમાં કહે છે કે "તમે

તમારા શિવાય અન્ય ( અવિશ્વાસુ ) લોકો સાથે પરિચય રાખશો નહી, કારણુ કે તે તમારામાં ભેદભાવ ઉત્પન્ન કર્યા વિના રહેશે નહીં. ” આ પ્રકારે જો કે વિધર્મી સાથે મૈત્રી કરવાની ના પાડવામાં આવી છે, તથાપિ મુસલમાની ધર્મમાં સર્વને પ્રવેશ કરવાની સવડ રાખવામાં આવી છે. (૧) હ. મોહંમદ પેગંબર ઉપર વિશ્વાસ, (૨) એકજ પરમેશ્વર પ્રત્યે ભક્તિભાવ, (૩) કુરાણુ ઉપર પૂર્ણ શ્રદ્ધા. એટલું માનનારનો એ ધર્મમાં પ્રવેશ થઇ શકે છે. ચાહ્ય તે જાતિનો કિંવા ચાહ્ય તે દેશનો મનુષ્ય હોય, તો પણ, તે મુસલમાની ધર્મમાં દાખલ થઇ શકે છે. એટલે કે સયતાનના રાજ્યમાંથી પરમેશ્વરના રાજ્યમાં આવતાંજ સર્વ એક થઈ જાય છે. મુસલમાની ધર્મ સ્વીકારવાથી અન્યોઅન્યમાં ભોજન વ્યવહાર તેમજ લગ્ન કાર્ય થઈ શકે છે. એ સર્વ એકજ કુટુંબનો પરિવાર છે એમ માનવામાં આવે છે. પોતાના ધર્મમાં દાખલ થયલામાંથી કોઇનો બહિષ્કાર કરવાનું કુરાણમાં જણાવેલું નથી. હા, એટલું છે કે, પોતાના ધર્મમાં આવતાં પહેલાં તેની સાથે દુર્વ્યવહાર ચલાવ્યો હોય તો, તે ચાલી શકે. પણ એક વખત પરમેશ્વરના વિશ્વાસુ સમાજમાં દાખલ થયો એટલે તેનામાં કોઇ પણ પ્રકારનું નીચત્વ રહેતું નથી. એમના મતે તે વિશ્વાસ આવતાં સુધીજ ત્યાજ્ય છે.

કુરાણુ અ. ૬ ઠ્ઠામાં એક સ્થળે કહ્યુ છે કે "તમે પરમેશ્વરનું સ્મરણુ કરીને તૈયાર કરવામાં આવેલું જે અન્ન હોય તે ખાવ. જે અન્નને એણે નિષિદ્ધ ગણ્યું હોય તે ખાશો નહી. આપત્કાળે આ નિયમ લાગુ પડતો નથી." આથી જણાશે કે, "બિસ્મિલ્લાહ" નામનો ઉચ્ચાર કરી તૈયાર કરવામાં આવેલું અન્ન ખાઈ શકાય છે. પશુ વધ કરવાનો હોય તે સમયે પણ આ શબ્દોચ્ચાર કરવો જોઇએ; નહીં તો તે અશુદ્ધ, અસ્પૃશ્ય કિંવા અગ્રાહ્ય થાય છે, એવી કુરાણુની આજ્ઞા છે. "બિસ્મિલ્લાહ"નો અર્થ "પરમદયાળુ દેવના નામથી" એવો થાય છે. આ પ્રકારે સિદ્ધ થયલું અન્ન ખાવું એમ ઠર્યું, એટલે મુસલમાન શિવાયનાનું અન્ન મુસલમાનોથી ખાઈ શકાય નહીં; કારણ કે અન્ય મનુષ્યો "બીસ્મીલ્લાહ" નો ઉચ્ચાર કરી અન્ન તૈયાર કરતા નથી. આ પ્રમાણે તે અભક્ષ્યજ ઠરે એ સ્વાભાવિક છે. આમ છતાં એટલું યાદ રાખવાનું છે કે, આ નિયમ આપત્કાળ માટે રાખવામાં આવ્યો નથી, પણ સાધારણ પ્રસંગેજ તેનો અમલ કરવાનો છે. આ નિયમ પણ સ્પર્શાસ્પર્શનુંજ એક અંગ છે. શુદ્ધ અન્ન હોય તો પણ તે ઉપરના કારણે અભક્ષ્ય થાય છે, એ વિચારતાં આ કથન સત્ય નીવડે છે.

જો કે કુરાણુમાં આવા પ્રકારના કેટલાક ભેદ માનેલા

છે, તથાપિ એ ધર્મમાં જે એક મોટી સવડ છે, તે એકે ગમે તે જાતિનો માણુસ; એની નજરમાં આવે ત્યારે મુસલમાન ધર્મનો સ્વીકાર કરી શકે છે. મુસલમાન ધર્મનો અંગીકાર કરવો એટલે કુરાણુ, એક ઇશ્વર અને હ. મોહંમદ પેગંબરપર પૂર્ણુ વિશ્વાસ રાખવો. આ પ્રમાણે જેણે એ ધર્મનો એક વખત સ્વીકાર કર્યો, એટલે તે ગમે તે જાતિનો હોય, તથાપિ પંક્તિ પાવન થાય છે. આ વાતનો વિચાર કરતાં જણુાશે કે એમનામાં અસ્પૃશ્ય જાતિ જેવું રેહેતું નથી. હિંદુઓમાં જેમ અંત્યજ જેવી અસ્પૃશ્ય જાતિ છે તેમ મુસલમાનોમાં પણુ હોવી જોઇએ, એ કલ્પનાને પુષ્ટ કરનાર કોઈ પણુ પ્રમાણુ કુરાણુમાં જણુાતું નથી.... ........એટલું તો ખરૂંજ છે કે, એ ધર્મમાં એક વખત પ્રવેશ કરતાંજ પ્રવેશ કરનારની સાથે સર્વ સમાનતાથી વર્તે છે. આ પદ્ધતિ ઘણીજ સ્પૃહણીય છે. એમ કહ્યા શિવાય ચાલશે નહીં.

આ તો મુસલમાનોના કુરાણોક્ત ધર્મની સામાન્ય વાત થઈ. પણુ હિંદુસ્તાનના મુસલમાનો સંબંધી કંઈક વિશેષ વિચાર કરવાની આવશ્યકતા જણુાય છે. આમાં **અશ્રાફ** જાતિના લોકને ઉચ્ચ સમજવામાં આવે છે, જ્યારે **અજલાફ** જાતિને મધ્યમ અને **અર્જાલ** જાતિને હિન ગણુવામાં આવે છે. જો કે હિંદુઓના અંત્યજોને જેટલા હિન

માનવામાં આવે છે તેટલા એમને માનવામાં આવતા નથી, છતાં તેઓનો દરજ્જો ઘણોજ ઉતરતો હોવાનું તો મનાય છેજ.

*         *         *         *

હિંદુઓ પ્રમાણેજ મુસલમાનોની આચાર પદ્ધતિ મૂલ ધર્મથી ઘણી ચ્યુત થયલી છે.........બંગાળાના મુસલમાનોમાં ત્રણ પ્રકારના ભેદ માનવામાં આવે છે. અશ્રાફ પોતાને ઉચ્ચ સમજે છે. આ વર્ગમાં બહારથી આવેલા મુસલમાનોનો અને હિંદુસ્થાનની ઉચ્ચ જાતિઓમાંથી વટલાઇ મુસલમાન થએલાઓનો સમાવેશ થાય છે; મધ્યમ પ્રતિના કામદાર વર્ગના મુસલમાનોનો અજલાફ નામના બીજા વર્ગમાં સમાવેશ થાય છે; અને હલાલખોર વીગેરે જાતિના મુસલમાનોનો ત્રીજા અર્જાલ્ વર્ગમાં સમાવેશ થાય છે. આ ત્રીજા વર્ગના મુસલમાનોને મસ્જીદમાં પણ જવાનો પ્રતિબંધ છે.[1] વળી (શેખ) સૈયદ, મોગલ અને પઠાણ એવા ચાર ભેદ મુસલમાનોમાં માનવામાં આવે છે. આમાંના પહેલા બે હિંદુ બ્રાહ્મણોની સમાન છે જ્યારે બીજા બે ક્ષત્રિયોની સમાન છે.

---

૧ આવી જાતનો પ્રતિબંધ બંગાલ તરફ હોય એ જો કે બનવા જોગ છે પરંતુ મુંબઈ ઇલાકામાં એવી રીતનો પ્રતીબંધ હોવાનો કોઇ પણ જગ્યાએ દસ્તાવેજી પુરાવો નથી તેમ કહેવા કિંવા સાંભળવામાં આવતું નથી. કર્તા

આપણે પ્રથમ કુરાણનાં આધારે જોઇ ગયા છીએ કે, હ. મોહંમદ પેગંબરે સ્થાપેલો મુસલમાની ધર્મ બંધુત્વના સમાન સિદ્ધાન્તને પ્રતિપાદન કરનારો હતો. કુરાણની એવી આજ્ઞા છે કે કુરાણ ઉપર વિશ્વાશ રાખનાર પ્રત્યે ભેદભાવ રાખવો નહી, આમ હોવા છતાં પણ હિંદુસ્થાનમાં સ્થિર થયલા મુસલમાનોમાં એક અસ્પૃશ્ય જાત ઉત્પન્ન થઈજ![1] એ અર્જાલ જાતિને જો કે હિંદુઓની અંત્યજ જાતિ જેટલી હિન માનવામાં આવતી નથી; તથાપિ મસ્જીદમાં જવાનો પ્રતિબંધ હોવાથી[2] તેઓને અ-

---

૧ ઇસ્લામમાં અસ્પર્શ્ય જાતી છેજ નહી. મક્કાની મસ્જીદોમાં અંત્યજ અને અતી અંત્યજ મુસલમાન પોતાના રોજગારથી પરવારી એકજ જમાત સાથે બંદગી ગુજારે છે. ખાવા પીવા માટે પણ એટલો બધો બાધ ગણવામાં આવતો નથી કે જેટલો આ દેશમાં છે. હવે હીંદુસ્તાનની વાત લઇએ. અહીંયા ઢેડ–ભંગી ચમારાદી **અંત્યજો મુસલમાનોમાં** નથી. એટલે ઇસલામમાં સ્પર્ષાસ્પર્શનો સવાલ રહેતોજ નથી. કાંકે હીંદુસ્તાનમાં ઇસ્લામમાં જોવા જઇએ તો હલકામાં હલકી વ્યક્તિ મોચીની છે. તોપણ તેને કોઇ પ્રકારનો પ્રતિબંધ નડતો નથી

૨ આ જગ્યાએ નંબર ૧ ની નોટમાં જણાવેલોજ ખુલાસો બંધબેસ્તો છે. ગમે તેમ હોય. જાતિભેદ, વર્ણભેદ ઇત્યાદી ભેદો સઘળા ધર્મમાં મનુષ્યોએ દાખલ કરેલા છે, તેમ કદાચ ઇસલામમાં પણ હોય તો તેથી કુરાનપાકનો દોષ કહાડવો મોટામાં મોટી ભૂલ છે, એટલુંજ નહીં પણ માનુષી અક્કલથી વેગળું છે. **કર્તા**

સ્પૃશ્ય માનવા પડે છે. ખરેખર આવી આજ્ઞા કુરાણમાં ન હોવા છતાં પણ તેઓમાં આ પૃથા પ્રચલિત થઈ, તે સ્થાન મહિમાને લીધેજ હોવી જોઈએ ! દક્ષીણ હિંદમાં રોમન કેથોલિક પાદરીઓએ વટલાવેલા હિંદીઓમાં જેમ બ્રાહ્મણાદિને જાતિભેદ માનવામાં આવે છે, અને ક્રિશ્ચિયન થવા છતાં પણ હિંદુઓની પેઠેજ અન્યોન્યમાં સ્પર્શાસ્પર્શનો ભેદ માનવામાં આવે છે, તેજ પ્રમાણે પ્રતાપિ મુસલમાન ધર્મની પણ સ્થિતિ થયલી છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. ગમે તેમ પણ, આપણા કથનનું તાત્પર્ય એટલુંજ છે કે, એવા ભેદભાવ માનવામાં કુરાણનો કંઈ પણ આધાર નથી.” ( જુઓ સ્પર્શાસ્પર્શ અને ચારે વર્ણનો પરસ્પર વ્યવહાર. )

## શું ઇસલામ તલવારથી ફેલાયો છે ?

## ( ૨૨ )

કેટલાક દ્વેશીઓ કહે છે કે ઈસલામ તરવારથી ફેલાયો છે, તેને ખોટું ઠેરવવા માટે નીચલી દલીલ અવશ્ય જરૂરી થઇ પડશે:—

પ્રખ્યાત ઈંગ્રેજ તવારીખ વેત્તા **મી૦ આર્નોલ્ડ** સાહેબ એક પુસ્તકના એક પૃષ્ટ ઉપર લખે છે કે, કુરાન ( પાક ) ના અંગ્રેજ અનુવાદક ( પ્રસિદ્ધ કર્તા ) ઈસલામ ધર્મના ઘોર વિદ્વેષી ખ્રિસ્તિ જડજ **સેલ** સાહેબ ઈંગ્રેજી કુરાનની ભૂમિકાના ૧૧૧ પૃષ્ટમાં લખે છે કે:—

"The (Christans) have shown a more violent spirit of intorence than other of former" (the Jews and Mahomedans)

અર્થાત્:—" ખ્રિસ્તીઓએ યાહુદી અને મુસલમાનો ક-રતાં પણ ધર્મના વિષયમાં વિશેષમાં વિશેષ નિષ્ઠુરતા દે-ખાડી છે.[1] હ. **મોહંમદ** (સ. અ. વ.) સાહેબે એક

---

૧ ખ્રીસ્તીઓએ, જેઓ ખ્રિસ્તી ધર્મ ઉપર પૂર્ણ આસ્થા રા-ખતા ન હોય અથવા ખ્રીસ્તી ધર્મથી તદ્દન ફરી ગયા હોય તેઓને શોધી પકડીને શીક્ષા આપવા માટે એક અદાલત સ્થાપી હતી. જે "ઇન્કવીઝેશન"ના નામે ઓળખાતી હતી. આવી અદાલતોની સ્થાપના ફ્રાન્સ, ઇંગ્લાંડ, ઇટાલી ઇત્યાદિ સર્વ સ્થળે થઇ હતી. જેઓ બીચારાં શક ઉપર પકડાતાં તેઓ બીચારાઓને પણ રીબાવી રીબાવી મારી ત્રાહે ત્રાહે પોકરાવતા. હવે કહો કે ઇસલામ દયાળુ અને ન્યાયી ધર્મ છે કે ખ્રિસ્તિ ધર્મ? (જુઓ "એન સાઇકલો પીડીયા બ્રિટાનીકા.") જ્યારે હમારા નબી પાકનું ફરમાન નીચે પ્રમાણે વર્તવાનું હતું:—

"હી. સન ૬ માં સીનાઇ પર્વતવાળા કૅથેરાઇન મઠના ક્રિશ્ચિ-યન સાધુઓને તેમજ બીજા ક્રિશ્ચિયન લોકોને હજરત પેગમ્બર સ-લ્અમે એક પરવાનો આપ્યો. અને નિયમ કર્યો કે કોઇ પણ મુસ-લમાને તેમના જાનમાલને હાની પહોંચાડવી નહી. તેમના ઘરબાર દેવળો અને પાદરીઓને ખામુખા (જાણી બુજીને-ઇરાદાપૂર્વક) કાંઇ નુકશાન પહોંચાડવું નહી. તેમના ઉપર નકામો કર નાખવો નહી. તેમના પાદરીઓને હાંકી કહાડવા નહિ. તેમના ઉપર ધર્મ સંબંધી

હાથમાં કૃપાણ (તલવાર) અને બીજા હાથમાં કુરાન લઈ ધર્મનો પ્રચાર કર્યો છે એમ તેમના ઉપર મુકવામાં આવતો કલંક બીલકુલ જુઠો અને સ્વાર્થ પરાયણતાવાલો છે. કાંકે એવી જડ ઘાલી બેસનારી ખોટી વાતો ભેદનીતિના પક્ષપાતી અંગ્રેજ ઇતીહાસ લખનારાઓએ પૂર્વની પ્રજા અને તે પણ મુખ્યત્વે કરી ઇંગ્રેજી કેળવણી લીધેલાઓમાં પેવશ કરી દીધી છે."

(શ્રીયુત રામેન્દ્ર સુન્દર ત્રીવેદીના "સાહિત્ય" પત્રમાં "પરાધીનતા" શિર્ષકવાળા લેખમાંથી.)

## હરેક મુસલમાન ધર્મ પ્રચારક છે!

(૨૨)

લાહોર ગવરમેન્ટ કૉલેજના ઇંગ્રેજ પ્રિન્સીપાલ **મી૦ ટૉમ્સ આનેલી** સાહેબે "ધી પ્રીચીંગ ઑફ ઈસલામ" નામનો એક કીંમતી ગ્રંથ રચીને સંપૂર્ણ સભ્ય દેશોને સમજાવ્યું છે કે; ધર્મનો ઉંચ ઉદ્દેષ આપી આપીનેજ મુસલ-

---

દબાણ કરવું નહિ. તેમના યાત્રાળુઓને દુ:ખ દેવું નહિ. અને ક્રિશ્ચિયન સ્ત્રીઓ મુસલમાનો સાથે રાજીખુશીથી પરણે તો તેમને પોતાનો ધર્મ પાળવા દેવો. આ વખતે મહાન હઝરતે જો ક્રિશ્ચિયનોને અરબસ્તાનમાં નહિ ટકવા દેવા ધાર્યું હોત તો સહેજ હતું."

(જુઓ પીરજાદા મોટામીઆ કૃત રસુલે અરબી પૃષ્ટ ૫૪).

માનોએ પૃથ્વીભરમાં ઇસલામ ધર્મનો પ્રચાર કર્યો છે! ( તેઓએ પ્રત્યેક મુસલમાન ધર્મ પ્રચારકોના નામ ઠામ લખીને ઘણી ઉત્તમ રીતે ખુલાસેવાર સમજાવી દેખાડી દીધું છે કે ) તેમણે યુરોપ, આફ્રિકા, અને એશીયાના પ્રત્યેક દેશમાં તથા પ્રશાન્ત સમુદ્રના ટાપુઓમાં કેવા શાન્ત ભાવથી ઈસલામનો પ્રચાર કર્યો છે! શું તલવારના બળથીજ ચીન દે-દેશના લગભગ $\frac{1}{4}$ લોક ઇસલામ ધર્મને માનનારા થયા છે? જો કે ચીનમાં તો મુસલમાનો કોઈ પણ વખત વિજય[1] પૂર્તીમાં સામેલ થયા ન હતા, તેમ તેમનું ત્યાં રાજ્ય પણ નહતું! સુમાત્રા, જાવા, બોર્નિયો, અને આફ્રિકામાં અરબી ઉપદેષકોના ભારી પરીશ્રમ અને ઉદ્યમથી મુસલમાન ધર્મનો પ્રચાર થયો છે! **ખ્રીસ્તીઓમાં ધર્મનો પ્રચાર કરનારા માત્ર ગણત્રીનાજ લોકો હશે; પરંતુ મુસલમાનોમાં તો હરએક મનુષ્ય પોતાના ધર્મનો પ્રચારક છે!** તેમની ધર્મ ઉપર અધીક આસ્થા હોવાને પ્રતાપે સઘળા મુસલમાન ઉપદેષકો તેમાં ઘણું કરી અરબી ઉપદેષકો અવકાશ મળતાંજ ધર્મનો ઉપદેષ ઘણાજ ઉત્તમ દ્રષ્ટાંતો દેખાડીને અનેક દેશમાં ઇસલામ ધર્મનો પ્રચાર કરી ગયા છે! અને વળી કુરાન ( પાક )માં પણ પરધર્મીઓ ઉપર સદ્વર્તન કરવા સંબંધી ઢગલાબંધ ઉપદેષ સમા-

---

૧ કોઇ પણ પ્રકારના યુદ્ધમાં.

વવામાં આવ્યા છે” [1]વિગેરે.

## ઈસલામ અને પરધરમીઓ.

### ( ૨૩ )

પરધર્મીઓ સાથના સદ્વર્તનના ટેકારૂપ બંગાલનિવાશી શ્રીયુત બાબુ રામેન્દ્ર સુન્દર ત્રીવેદી મહાશય “સાહિત્ય” પત્રમાં “પરાધીનતા” નામક બંગાળી શીર્ષક હેઠળના લેખમાં જણાવે છે કે:—

“ મુસલમાનોએ ભારતની સાહિત્ય ઉન્નતિના વિષયમાં થોડો પરીશ્રમ ઉઠાવ્યો નથી! ઘણા લોકો જાણતા હશે

---

૧ ડાકટર સ્પ્રીન્ગર સાહેબ એઓ અરબીના અથંગ અભ્યાસી હોવાનું ઇતિહાસ કહે છે તેઓએ “ કોર્ટ ઓફ ડાકટર્સ”ની ફરમાસથી અને “ એશિયાટિક કુા૦ ” ના બંદોબસ્તથી “ એસાબા ફી મારેફતિસ સહાબા” નામની એક કીતાબ રચી છે તેની ઇંગ્રેજી પ્રસ્તાવનામાં લખે છે કે “ મુસલમાનોની વિદ્યાની ઇજ્જત “ અસમારિજાલ ”ની વિદ્યા છે. ન તો કોઇ એવી પ્રજા થઇ અને ન કોઇ હમણા છે જેઓએ મુસલમાનોની માફક બારસો વરસના વિદ્વાનોની જીંદગીનો હાલ લખ્યો હોય. જો મુસલમાનોની “ અસમારિજાલ ” ની કિતાબો ભેગી કરાય તો ઘણુંખરૂં પાંચ લાખ પ્રખ્યાત વિદ્વાનોનું બ્યાન મળી આવશે. એઓના ઇતિહાસમાં કોઇ સૈકો કે પ્રખ્યાત જગ્યા એવા નથી કે તેનો કોઇ માણસ એવોના વર્ણનમાં આવ્યો નહિ હોય.” (જુઓ તોહફતુલ હિન્દ પૃષ્ટ ૨૦૫ ની નોટ.)

કે, હિંદી સાહિત્યને કબીરની રચનાથી કેવો સંગીન ફાયદો થયો છે! દખણના મુસલમાન શાએર અને મુરશદોએ મરાઠી ભાષામાં "યોગ સંગ્રામ" નામક પુસ્તક તથા બહુ મોટાં જ્ઞાન અને ભક્તિ પૂર્ણ કવિતાઓ રચીને મહા રાષ્ટ્રિયં સાહિત્યને રૂષ્ટ પુષ્ટ કરી આપ્યું છે! તુકારામ, એકનાથ, આદિ મહારાષ્ટ્ર કવીઓએ પણ પોતાના મુસલમાન મીત્રોની મદદથી ઉર્દુ ભાષામાં ભાગવત્તત્ત્વ પૂર્ણ કવીતાઓ રચી હતી! અને વળી ગદ્ય ઇતિહાસ રચવાનું પણ મરાઠાઓએ મુસલમાન મીત્રોનીજ મદદથી પ્રાપ્ત કર્યું હતું! વળી બંગાળમાં આલવાલ કવી, પરાગલખાં, હુસેનશાહ, છોટેખાં, આદિ નામાંકિત મુસલમાન ગ્રંથકારોના નામ બાબુ દિનેશચંદ્ર સેનના "બંગ ભાષા અને સાહિત્ય" નામક ગ્રંથથી ઘણા લોકોનાં જાણ્યામાં આવ્યાં. ચટગાંમ (બંગાલ)ના મુન્શી અબદુલ કરીમે તે પ્રાંતના મુસલમાન કવીઓની ફેરીસ્ત બહાર પાડી છે, તેમાં ૮૮ ગ્રંથકારોના નામ છે. અને વળી તેમાંના લગભગ એકસો મુસલમાન કવીઓએ ભિન્ન ભિન્ન પ્રકારના કાવ્યો રચી, બંગાળી સાહિત્યને રૂષ્ટ પુષ્ટ બનાવ્યું છે. તેમાંના ૩૦ કવીઓએ "ષટ્ચક્રભેદ, રાધાકૃષ્ણ લીલા" અને હીંદુ ધર્મના અનેક વિષય પરત્વે કાવ્ય અને કવીતા રચી છે. આ લેખક આગળ ચાલતાં લખે છે કે, જ્યારે ચટગામમાંજ ૧૦૦ મુસલમાન કવી થઇ ગયા

ત્યારે પ્રશ્ન એ થાય છે કે સંપૂર્ણ બંગાલમાં કેટલા સો મુસલમાનોએ બંગાલી ભાષાની સેવા કીધી હશે ?

આજ લેખક આગળ ચાલતાં લખે છે કે, મુસલમાનો પોતાના ધર્મ ઉપદેશના આધારે પરધર્મી તરફ આવું ઉમદા વર્તન કરે જાય છે ત્યારે કેટલાક હિંદુ ઉપરાંત અંગ્રેજ ઇતિહાસ લખનારાઓ તરફથી હિંદુ બાળકોના હ્રદયમાં મુસલમાનોમાં દ્વેષ પ્રજ્વલીત રાખવાને યથોચિત પ્રયત્ન કરવામાં આવે છે ! ખેદપૂર્વક કહેવું પડે છે કે, હિંદુ લેખકોએ પણ પોતાના મગજનું સમતોલપણું છેક ગુમાવી દઇ, કાવ્ય, નાટક આદીમાં મુસલમાન ભાઇઓની નિરર્થક નિંદા છાપીને..................મુસલમાનો ઉપર પક્ષપાત દેખાડી એક બીજામાં ભાઇચારાનું સત્યાનાશ વાળ્યું છે ! ! ” ઈત્યાદી.

( જુઓ બાબુ રોમેન્દ્ર સુંદર ત્રીવેદીના “ સાહિત્ય ” પત્રમાં “ પરાધીનતા ” વાળો લેખ ).

## મૂળ ધર્મ પ્રચારક કેવા હતા ?

## ( ૨૪ )

૨૫૦ ગુર્જર કવી **નર્મદાશંકર લાલશંકર** પોતાના “ **નર્મગદ્ય** ” પુસ્તકના ૨૩૦-૨૩૧ પૃષ્ટમાં લખે છે કેઃ-*

---

* આ જગ્યાએ લખનારે કેટલાક ન છાજતા હુમલાઓ અમારા નબી પાક ઉપર કર્યા છે, તોપણ છેવટે ઉપર પ્રમાણે અમારા નબી

"..............ગમે તેમ કહો. હ. **મોહંમદ** (સ. અ. વ.) મે પોતાના દેશીઓને અનેક ધર્મમાંથી એક ધર્મમાં આણ્યા, અને તેની સાથે અનેક રાજ્ય સત્તામાંથી એક રાજ્ય સત્તામાં આણ્યા એ તેમનો મોટો જય (ફત્તેહ) છે. તેમણે પોતાના દેશીઓની ધર્મ સંબંધી સ્થિતી સુધારીને તેઓને સંસાર વહેવારમાં વર્ત્તવાના ધારા બાંધી આપ્યા એ તેમનો મોટો પરમાર્થ છે. તેમના વારસ ખલીફાઓએ તેમના ધર્મનો પ્રચાર કરતાં મોટા જય મેળવ્યા હતા. અને તેમના ધર્મને માનનારી સંખ્યા આજે પણ જગત્‌માં મોટી છે; તે ઉપર વિચાર કરતાં, મૂળ પુરૂષનામાં અસાધારણ સામર્થ્ય હતું એમ માન્યા વિના ચાલતું નથી." ઇત્યાદિ.

(જુઓ "નર્મગદ્ય" પૃષ્ટ ૨૩૦--૨૩૧.)

## શું કુરાન પાક મનુષ્ય રચીત છે?
## (૨૫)

નવસારી હાઈસ્કુલના હેડ માસ્તર **મી. ધનજીશાહ ઈ. પટેલ એમ. એ.** પોતાના હેલ્પ પેપરના "**નીતિ-શિક્ષણ**"માં લખે છે કેઃ—હઝરત મોહંમદ (સ. અ. વ.) નો જન્મ ૫૭૦ ના વરસમાં અરબસ્તાનના મક્કા શહેરમાં થયો હતો. તેમના જન્મ વેળા હવા ધ્રુજવા લાગી, તારા-

---

પાક વિષે લખનારને સત્ય બોલવા વિના ચાલ્યું નથી, એજ અમારા નબી હ૦ મોહંમદ (સ. અ.) સાહેબના ખરાપણાનો અચુક પુરાવો લેખાશે. **કર્ત્તા.**

ઓમાં વસ્તી બુરી શક્તિઓ નાશી ગઇ; અને તે શક્તિ-
ઓના રાજા " ઇબ્લીશ "ને મહાસાગરના પેટામાં દાબી
દેવામાં આવ્યો. "

" અલ્લાહના મોંમાંથી નીકળેલા શબ્દો પેગમ્બરે
ઉતારી લીધા તેને કોરાન કહે છે. હ. મોહંમદ (સ. અ.
વ.) તમે કલામો તાડપત્ર, સફેદ પથ્થર કે ચામડાંઓ ઉપર
લખીને પોતાના ઘરમાં પેટીમાં રાખ્યા હતા. કુરાનના ૧૧૪
પ્રકરણો છે. "

" એમના ધર્મોપદેશના બારમા વર્ષમાં એમણે આશમાન
તરફ એક અજાયબી ભરેલી મુસાફરી કીધી.[1] મક્કાના ન-
જદીક એક ખીણમાંથી એક પાંખવાળા ઘોડા ઉપર સ્વાર
થઇને તે જેરૂસલેમ આવ્યા ત્યાંથી ગેબરીઅલ[2] ફીરેસ્તાએ
પોતાની રોશનીથી સાતે આશમાન તેમને દેખાડયાં ત્યાં
ઘણી અજાયબ વાતો તેમના જોવામાં આવી એ મુસાફરી
એકજ રાતમાં પુરી થઈ. " ( જુઓ હેલ્પ પેપર )

## મુસલમાન તરકકીનો પાયો કોણે નાંખ્યો ?

### ( ૨૬ )

જાણીતા **થીઓસોફીસ્ટ વકતા નવસારીવાલા મી. જેહાંગીરજી જમશેદજી વીમા દલાલે** એક જગ્યાએ "પા-

---

૧ મેઅરાજે ગયા તે. ૨. જીબ્રઇલ (અ).

રસી કોમની હસ્તી તથા ઉન્નતી " એ શીર્ષક લેખ હેઠળ, "બેનજામીન કીડ " નામના એક બાહોશ ઇંગ્રેજ લખનારનો હવાલો આપી લખે છે કેઃ—

"..........યુરોપ જ્યારે મધ્ય સદીઓના અંધકારમાં સબડતું હતું, ત્યારે જે મુર લોકોએ સ્પેનમાં દાખલ થઇ **આજની પશ્ચીમાત્ય વિદ્યાનો પાયો નાખ્યો હતો;*** તે મુર લોકોના સુધારા વધારાને બરપા કરનાર એક બીજા **મહાન પયગમ્બર હજરત મોહંમદ** (સ.) હતા. જેમણે "**ઇમાન**" નો મુદ્રાલેખ દઈ ઈસ્લામી ધર્મ સ્થાપી તે ઉપર મુસલમીન ઉન્નતિનો પાયો નાખ્યો."

( જુઓ સાંજ વર્તમાન પતેતી નંબર )

## લૉર્ડ હેડલીના વિચારો.

( ૨૭ )

સને ૧૯૧૩ના નવેમ્બર માસની એક જુમાની નમાઝ માટે લંડનની ઇસલામી મસ્જીદમાં ૪૦ ઇસલામીઓ ભેગા

---

* **સેન્ટ હયુ ફ્રેન્ચ** નામનો વિદ્વાન જણાવે છે કે, "યુરોપમાં વિદ્યાજ્ઞાનનો મૂળ ઝરો **આરબોથી** ફુટયો છે **ને અમો તેમના આભારી છીએ."** એડવર્ડ ગીબન, હેનરી લુઇસ, ડાકટર હેલી અને **અલેકઝાન્ડર** ઇત્યાદી વિદ્વાનોએ પણ ઉપર પ્રમાણે જગેજગ જાહેર કરેલું છે. ( જુઓ પીરજાદા સદરૂદીન કૃત અમારા નબીનું પવિત્ર જીવન પૃ૪ ૮૨. )

મળ્યા હતા. જે નમાઝ પછી ખ્વાજા કમાલુદ્દીન કે જેઓ લાહોરના એક મોટા બેરીસ્ટર છે તેઓ યુરોપમાં દીને ઇસલામને પ્રચાર કરવા ભારે ભોગે લંડન પધાર્યા હતા. તેમણે કલામે શરીફને લગતા કેટલાક કલામો પઢયા હતા. એ પછી ઇસલામ જે એક ખુદાની હસ્તી, સચ્ચાઈ અને ઇલ્મ શીખવે છે અને એવા એક દીનમાં આજે **વાઈકાઉન્ટ ડી પુડરી નામના બેલજીમ ઉમરાવ, લૉર્ડ હેડલી નામના** ઇંગ્રેજ ઉમરાવ, મી૦ **હાર્ટેનલ મારકવીસ** નામના એક એક ઇંગ્રેજ ગૃહસ્થ અને **મીસ લેવી રામસન** અને બીજી એ મડમો દાખલ થઇ છે. **લૉર્ડ હેડલીએ** પોતાનું ઇસ-લામી નામ શેખ રહીમઅલ્લાહ ફરલુક રાખ્યું છે.

લૉર્ડ હેડલીએ તે પછી ભલામણ કરતાં દીને ઇસલા-મની ભારે તારીફ કરી આ મહાન ધર્મ યુરોપમાં સર્વત્ર ફેલાય એમ ઇચ્છયું હતું. અને વધુમાં જણાવ્યું કે કેટલાક મારા ભાઇબંધ યુરોપીઅનો એ દીનમાં આવવા તૈયાર છે. તે પછી રોમન કેથોલીકોના કેટલાક વહેમો માટે તેઓએ તીરસ્કાર દર્શાવ્યો હતો અને ઇસલામની ખુબી ગાઈ હતી જેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

“ હું ખાત્રી પૂર્વક કહું છું કે, ઈંગ્લેન્ડના અમીર વર્ગો જુદાં જુદાં ધાર્મિક ટોળાંઓ ( જેવાં કે રોમન કેથોલીક, પ્રોટેસ્ટન્ટ, પ્રોહીબીટન્ટ પ્રેસબીટેરિયન ઇત્યાદિ ) ને વશ થઇ

ઘણાંખરા સમયે અત્યંત ખરાબ રીતે સંકટમાં આવી પડે છે, તેઓને ઘણાખરા મીશનોનો વિચાર રાખવો પડે છે. કારણ કે તે સઘળાઓ કાયદા પ્રમાણેજ વર્તવાનો હક્ક રાખે છે તેમજ કંઇક તો તેથી પણ વધારેની ઇચ્છા રાખે છે; પરંતુ બારીક વિચાર કરી જોવામાં આવે તો જણાશે કે **ઈસ્લામી મઝહબમાં આવી રીતનો ધર્મ વિભાગ કોઇ પણ જગ્યાએ રાખેલો નથી.** કે જેમાં ભિન્ન ભિન્ન ટોળાંઓ જોવામાં આવે અને જે પણ માત્ર દુન્યાનીજ મ્હોટાઇ ગૃહણ કરવા જોગ હોય. હું જોઇને ખુશી છું કે પવિત્ર **ઈસ્લામી ધર્મ એવા વિચારોથી દૂર અને શ્રેષ્ટ છે.** અને હઝરત નબીકરીમ ( સ. અ. ) ના દરેક સાચા સેવકનું માન, ઇસલામી ધર્મની આડમાં દુનીઆના ફાયદા અને માન ગૃહણ કરવા કરતાં કંઇક વધુ લાભદાયી છે. **બીશપ અને પાદરી જેવું ઈસ્લામની અંદર બીલકુલ નથી.** અને દેવળનો પાણીરૂપી ઝરો **" ફકત ખુદાની એકજ જાત છે."**

આગળ ચાલતાં એજ ગૃહસ્થ જણાવે છે કેઃ—"**જીસીસ ક્રાઇસ્ટ અને સેંન્ટ પૉલનો ધર્મ એક બીજા સાથ મળતો આવતો નથી.** ઈસુખ્રિસ્તની તાલીમમાં સૅંન્ટ પૉલે પોતાની તરફથી ઘણો ખરો સુધારો વધારો કર્યો છે અને ઘણાઓએ તો એ બન્નેની વિરૂદ્ધ મત દર્શાવ્યા છે. એ સઘળું જોતાં હાલના ખ્રિસ્તી ધર્મની આસ્થાઓમાં ઘણો

થોડોજ મેળાપ ( ઐકયતા ) છે. જ્યારે ઈસલામમાં ખુદા ઉપર બધાઓનું યકીન પૂરેપૂરૂં છે. અને તેથી તેઓ માને છે કે પેદાયશની સર્વે આત્મીક ઇચ્છાઓ પુરી કરનારો ખુદા એકજ છે. ઇસલામી ધર્મના અકીદાઓથી જણાય છે કે " ખુદા નિરંજન–નિરાકાર છે જેની હરેક ભાઇ મુસલમાનોએ સેવા કરવી અવશ્ય ફરજ રૂપ છે. તે દૂનીઆ પેદા કરનારો અને તેજ દૂનીઆ નાબૂદ કરનારો, હાકેમોનો હાકેમ અને અત્યંત પવિત્ર પાક પરવરદેગાર છે. અને તેથીજ હું કહું છું કે બીજાં જીવનો જોઇએ એટલાં પવિત્ર કેમ ન હોય; પરંતુ ખુદાની સીફતમાં કદી પણ ભાગી શકતા નથી. ખરૂં જોતાં એ આશ્ચર્યકારક વાત છે કે ખ્રીસ્તીઓને ઇન્સાની નસલ બક્ષીસ કરવામાં આવી છે તે સમજ અને અક્કલ છતાં એટલી તો મૂર્ખ બની ગઇ છે કે, પોતે સ્વર્ગ અને પવિત્ર ખુદા સુધી પહોંચવાના રસ્તાને તીમીર રૂપી ( નાની દાદીના ઘરનો માલ ) કરી નાખ્યો છે. એવા લૉર્ડ બીશપો ( ધર્મગુરૂ )ના મન ઘડીત કાયદાના દાવમાં સપડાઇને તેની અનુયાયી કોમ આંધળી થઇ તેની પેરવી કરતી જાય છે. " સ્વર્ગની ચાવી " હરેક સમયે તેનીજ પાસે છે કે જે ખુદાની બીલકુલ ખરાબમાં ખરાબ પેદાયશ, કોઇ પણ પેગમ્બર, નબી વલી અને પાદશાહની મદદ વગર હાંસલ કરી શકે છે. તે એક સ્વચ્છ હવા રૂપી છે કે જેથી

હુમો અને ખુદાની બીજી પેદાયશો એક સરખો ફાયદો મેળવી શકે છે. અને તે લોકો જે પેદાયશને કોઇ બીજા રસ્તા ઉપર ચલાવવાની કોશેશ કરે છે તે બીજું કાંઇજ નહી પણ માત્ર પોતાની નફ્શી મતલબો પુરી કરવા માટે જ એમ કરે છે."[1]

વળી આગળ ચાલતાં એજ લૉર્ડ હેડલી વધુમાં જણાવે છે કે:—

---

૧ એજ સંબંધમાં હાલમાં લંડન ખાતે ઈસ્લામનો સાર્વત્રિક બંધુ વર્ગ ઘણાક જૂદી જૂદી પંક્તિના અંગ્રેજ સ્ત્રી પુરૂષોના સમાગમથી બન્યો છે. અને તેને "બ્રીટીશ મુસ્લીમ સોસાયટી"નું નામ આપવામાં આવ્યું છે. આ મહાન મંડળમાં લૉર્ડ હેડલી પ્રેસીડેન્ટ, મી. જે. પરકીનસન વાઇસ પ્રેસીડેન્ટ અને મી. સીમ્સને ઓ૦. સેક્રેટરી નીમવામાં આવ્યા છે. અને તેના અસંખ્ય મેમ્બરોમાં એક રશીયન ઉમરાવ ચોર્કવિચ, એક ફ્રેન્ચ વિસકાઉન્ટ ડી. પોશાયર, એક ઇજીપશીયન શેહજાદી સાલેહા, કેપ્ટન એસ. મસ્ગ્રેવ, લેફ્ટનન્ટ બેરી ગીફર્ડ, મી. બશીર મૂલર, મેજર આર. લેગ, પ્રોફેસર એન. સ્ટેપહેન, પ્રોફેસર એચ. એમ. લીઓન એમ. એ. પી એચ ડી. એલ. એલ. ડી., પ્રોફેસર અમીન જે. વ્હાઇમન્ટ પી એચ ડી. ડોકટર ઓફ લીટરેચર, મીસીસ કલીફર્ડ, મીસ એમ્ફર્ડ, મીસીસ હોવેલ, મીસ પોટર, ડૉ. સ્મીથ, મી. ફ્લાઇટ, મડામ બ્લૉચ, મી. અને મીસીસ વેલ્સ અને મીસીસ રૅાઝ લૅગ એ જાણીતા ગૃહસ્થોના નામ મુખ્ય છે. ( જુઓ તા. ૧૦-૧૨-૧૫ના ડરબનના "ઇસ્લામીક ન્યુઝ" લંડનના "ધી ઇસ્લામીક રિવ્યુ" ઉપરથી લીધેલો ઉતારો. )

" જાણીતો ઇંગ્રેજ મુસાફર જનરલ ગાર્ડન એક લાંબા સમય સુધી પૂર્વના મુલકમાં મુસલમાનોનાં સહવાશ માં રહ્યો હતો જેથી ઇસલામની તાલીમની શ્રેષ્ટતા તેની નજરથી દૂર હઠવા પામી ન હતી. અને તેમાં જરાપણ સંદેહ ન રહેતે કે નીચલા શબ્દો લખતી વખતે ઇસલામના જેવીજ ઉત્તમ અને સાચી ફ્રિશ્ચીયાનીટી તેના જોવામાં આવી અને એ જુસ્સામાં તેણે લખ્યું કેઃ–" આ પુરૂષની બરાબર કોને સંતોષ થઇ શકે છે કે જેનો આધાર ફક્ત ખુદાજ છે. અને તે પણ માત્ર તે શબ્દો પરજ નહી, પરંતુ એની સચ્ચાઇ ( સત્યતા ) ઉપરજ એ દીન આધાર રાખે છે. જેમકે સર્વે ચીજો મુકરર કીધેલા સમય ઉપર બનનારીજ છે. અને જરૂર તે બનીનેજ રહેશે. જે પુરૂષની એ આસ્થા છે તે મરવા પહેલાં મરી ચુકયો છે અને જીવનના સઘળા ઝગડાઓથી બીલકુલ પાક અને સાફ છે."

જો કે આ વિચારોના જવાબોમાં ખાસ કરી એમ કહેવામાં આવશે કે, પૂર્વના વિચારો પશ્ચિમના વિચારો સાથે મળવા મુશ્કેલ છે તેમની અંદર મેળ થવો એ અત્યંત મુશ્કેલ છે અને એ બાબદની કોશેશ કરવી કે પશ્ચિમના દેશો ઉપર એવી સ્થીતીમાં હકુમત કરવામાં આવે. જ્યારે કે એક પૂર્વનો ધર્મ સ્વીકારી લઈ લોકોના કાર્યો અને બાબદો ઉપર કબજો કરી લે એ અત્યંત ખરાબ અને માનવાજોગ નથી. તો એના

જવાબમાં હું એમ કહેવા ચાહું છું કે, આશરે બે હજાર વર્ષથી સર્વ યુરોપના દેશો પૂર્વના ધર્મ સાથે યાહુદી અને ખ્રીસ્તીપણાનીજ ધાર્મીક હકુમત હેઠળ રહેતા આવ્યા છે.[1]"

(એક અંગ્રેજી પત્ર ઉપરથી)

## ઈસ્લામનો ફેલાવો-ખ્રીસ્તી મતનો બળાપો.

(૨૮)

ન્યુયોર્ક ખાતે હાલમાં સ્થાપવામાં આવેલી "વર્લ્ડસ સન્ડે સ્કુલ કનવેનશનની એક ખાસ કમીટીના પ્રમુખ અને ખ્રિસ્તી ધર્મના વડા બીશપ **હીર્ટઝોલ** ઇસલામના થતા જતા બહોળા ફેલાવા ઉપરથી બળાપો કરતાં જણાવે છે કેઃ-*

---

૧ જ્યારે ઇસ્લામનો પ્રચાર શરૂ થયો ત્યારે કોઇપણ હકુમત નહોતી.

* મી. હિર્ટઝૉલના આ વિવેચન ઉપરથી સૈયદ એમ. મહંમદ નામના એક ઇસલામી ગૃહસ્થ અમેરિકાથી લખે છે કે, ઇસલામી ધર્મના ઝડપી ફેલાવાથી ખ્રિસ્તી ધર્મના મોટા મોટા આગેવાનોમાં મોટો ગભરાટ થઇ રહ્યો છે અને આ ફેલાવો અટકાવવાને માટે અમેરિકા અને યુરોપમાં સંગીન યોજનાઓ ઘડી કાઢવામાં આવી છે. અને "વર્લ્ડસ સન્ડે કન્વેન્શન" નામની એક ખાસ કમીટી સ્થાપવામાં આવી છે. તેમાં એવો ઠરાવ થયો છે કે ક્રિશ્ચીયન દેખરેખ નીચે મુસ્લીમ બાળકોને રાખીને મુસલમાન ધર્મ ઉપર જીત મેળવવી જોઇએ. આ લડાઇ તલવારની નહી પણ છોકરાંઓની બાળપોથી અને કાળાં પાટીયાંઓની થશે. સૈયદ એમ. મહંમદ વધુમાં જણાવે છે કે, તેથી કરીને મુસલમાન ભાઇઓ, તમારી સ્થીતી તમે ર મજી

"ઇસલામી ધર્મ ખ્રિસ્તી ધર્મ કરતાં દીવસે દીવસે વધારે ને વધારે ફેલાતો જાય છે. દુનીઆની વસ્તીનો ૮ મો ભાગ મુસલમાન છે. આજે બાઇબલમાં જણાવેલા તમામ પવિત્ર સ્થળો મુસલમાનોનાં રાજ્યોમાં આવેલાં છે. આફ્રિકામાં ઇસલામ કરતાં ખ્રિસ્તી ધર્મ ઘણો પાછળ પડેલો છે. મુસલમાનોથી ઇરાનનો આખો દેશ ભરાઈ ગયો છે. વળી હિંદુસ્તાનમાં પણ દરસાલ ક્રિશ્ચીયનો થનાર કરતાં મુસલમાન થનારાઓની સંખ્યા વધારે છે. ૮૦,૦૦,૦૦૦ મુસ-

---

જાઓ. કમીટીએ જે યોજના ઘડી કાઢી છે તે નીચે પ્રમાણે છેઃ—

"દુનીઆના મુસલમાનોના ધાર્મિક અને સામાજીક રીવાજોનો અભ્યાસ કરવાને બાહોશ વિદ્વાનોને મોકલવા કે જેઓ પોતાના કામકાજનો હેવાલ સને ૧૯૧૬માં ટાકીઓ (જાપાન) ખાતે મળનારા "વર્લ્ડસ શન્ડે કનવેનશન" ના મેળાવડામાં રજુ કરશે. અને એ રિપોર્ટના પરિણામો તમામ મીશનરીઓને જણાવવામાં આવશે. તા. ૨ જી ફેબ્રુઆરીથી તા. ૧૧ મી સુધીમાં મીશનરી આગેવાનો ૧૩ શહેરોની મુલાકાત લેશે અને ત્યાં એ યોજનાને લગતાં ભાષણો આપશે."

મી૰ સૈયદ એમ. મહંમદ વધુમાં લખે છે : કે આ સર્વેથી ઇસલામી ધર્મમાં બાળકો કેટલાં છે તેની સંખ્યા તેઓ નક્કી કરવા માગે છે અને મુસલગાનોનો મોટો ભાગ અજ્ઞાન તથા અભણ છે એવા વિચારથી તેઓ ઇસલામી મુલકોમાં ખ્રિસ્તી દેખરેખ હેઠળ હાલના ધોરણનું શિક્ષણ દાખલ કરવાનો ઇરાદો રાખે છે."

(જુઓ તા. ૨૭ મી ફેબ્રુઆરી ૧૯૧૪નું મુંબઇનું અખબારે ઇસલામ ૫ )

માન બાળકો છે જેમાંથી મોટો ભાગ અજ્ઞાન, વહેમ, બાળલગ્ન અને વ્યસનથી બગડી ગયો છે. બાળકોનું પ્રમાણુ ઘણું છે. ઇજીપ્તમાં સન ૧૯૧૧માં ૭૪૦૦૦ બાળકોનો જન્મ થયો હતો જ્યારે તેજ સાલમાં બાર વરસ સુધીના ૨૨૦૦૦ બાળકો મરણુ પામ્યાં હતાં. હવે આ સ્થીતીને સુધારવી હોય તો તેઓની શારિરિક–માનસિક અને નૈતિક શક્તિઓને હાલના શિક્ષણુદ્વારા ખીલવવી જોઇએ. એ હાલની સર્વે ઉપરથી આપણુને ભવિષ્ય માલમ પડી શકે. કારણુ કે અભણુ, અજ્ઞાન અને ધર્માંધપણા સાથે આપણુને લડવું પડશે. તમામ મુસલમાન દેશોમાં અશીક્ષીત વર્ગની વિશેષતા મોટી છે. બારીકીથી તપાસ કરતાં માલમ પડે છે કે એશીઆ અને આફ્રિકામાં ૧૦૦માં ઓછામાં ઓછા ૭૫ થી વધુમાં વધુ ૨૫ મુસલમાનો લખી વાંચી શકતા નથી" વગેરે

## ઇસલામ અને વર્તમાનપત્રો.

## (૨૯)

ઉપલી બાબદ માટે નીચલાં જાણીતાં પત્રો નીચે પ્રમાણે લખે છે:—

"......હિન્દુસ્તાન કરતાં પણુ આફ્રિકામાં જુદા જુદા મતના ખ્રિસ્તી મ શનોની ઓ. બીજા સામેની હરીફાઇ અને ઈર્ષા વધારે સારી રીતે જણુાય છે અને તેના પરિ-

**ણામમાં ઈસલામી મતની સામા ખ્રીસ્તી મતનો ફેલાવો ત્યાં જોશભેર થતો નથી.”** વીગેરે.

( તા. ૧-૪-૧૪ ના “ ગુજરાતી ”ની એડીટોરિયલ નૉટમાંથી. )

## સાંપને ઘર સાંપ પરોણો !

( ૩૦ )

**વળી એજ બાબદની વિષય પૂર્તીમાં “આર્યપ્રકાશ” નામનું જાણીતું પત્ર ખ્રીસ્તીઓનો ધર્મ લોભ ! મુસલમાનોને પણ દાઢમાં ઘાલ્યા!”** એ શિર્ષક હેઠળ લખે છે કેઃ—

“ હિન્દુસ્તાનની અસ્પર્શ જાતિઓને તથા હિંદના નિરાધાર મનુષ્યોને ખ્રિસ્તી બનાવવા માટે મીશનરીઓ જે તન તોડ પ્રયત્ન કરે છે તે સૌ કોઇથી જાણીતો છે. પરંતુ હમણા તો એ લોકોએ મુસલમાનો તરફ પણ નજર ફેરવી છે. એ બાબદ જરા રમુજ ઉત્પન્ન કરે એવી છે, કારણકે એમાં અમને તો સાપના ઘરે સાપ જવા જેવું લાગે છે! હિંદુઓ-ખાસ કરીને અંત્યજો, ખ્રિસ્તી ધર્મમાં લાલચ વશ થઇ અને ત્રાસથી કંટાળીને જતા; અને ગયા પછી તેઓ પાછા આવી શકતા નથી, **પરંતુ મુસલમાનોમાંથી તેમને તેવો લાભ મળવાનો સંભવ નથી, એટલુંજ નહી પણ કદાચ થોડા ઘણા અંદર જશે તો તેઓ થોડે કાળે પાછા ફરશે અથવા બીજાને પાછા ફેરવશે એ**

નક્કી જાણવું. ઇસલામીઓ યુરોપ તથા અમેરિકામાં ફેલાવતા જાય છે અને યુરોપના કેટલાક જાણીતા ગ્રહસ્થોએ ઇસલામ ધર્મ સ્વીકાર્યો છે,[1] એ વાત પ્રગટ છે. ખ્રિસ્તી મીશનરીઓના ગભરાટનું અને આ દોડધામનું એ પણ એક કારણ છે." ઇત્યાદી. ( તા. ૧–૩–૧૪નું "આર્યપ્રકાશ." )

## હઝરતથી થયેલું જગત્‌નું કલ્યાણ.

## ( ૩૧ )

વળી "**મહાજન મંડળ**" નામના જાણીતા ગુજરાતી ગ્રંથનાં પૃષ્ટ ૬૬૩માં એક હિંદુ સાક્ષર મી૦ મગનલાલ નરોત્તમદાસ લખે છે કેઃ—

"હઝરત મોહંમદ (સ. અ.) સાહેબે, ધન, માન અને ગૌરવની લાલચ રાખીને ઇસલામ ધર્મનો પ્રચાર કર્યો નથી. કાંકે રાજ્ય મુગટ તેમની આગળ તુચ્છ હતું. પૃથ્વી ઉપરના રાજ્યાશનને તેમણે ઠોકરે મારી હતી. તેઓ પૃથ્વીના તુચ્છ યશના ભીખારી ન હતા. જીવન મૃત્યુનું ઉંડુ તત્વ જાહેર કરવું એજ તેઓના જીવનનું માત્ર લક્ષ હતું. તે કામ પૂર્ણ કરીને તેઓ આ લોકમાંથી ગયા હતા. ધન, માન તેમના પગ નીચે રોળાતાં હતાં, પણ પોતે તેનો

---

૧ હાલના પશ્ચિમ તરફના મુખ્ય મુખ્ય સ્થળે ખ્વાજા કુમાલુદ્દીન સાહેબના પ્રયાસથી દરસાલ નામીચા સેંકડો ખ્રીસ્તીઓ ઇસલામમાં આવતા જાય છે એ જાણીતી બીના છે. કર્તા.

સ્પર્શે કરતા નહોતા ! સમસ્ત આરબ દેશ તેમની એક આંગળીની ઈશારતથી કાંપતો (ધ્રુજતો) હતો ! ! વિજીત જાતીની અતૂલ્ય સંપતી તેમના ચરણુ નીચે અર્પીત થતી હતી; પરંતુ પોતે કદી પણુ ભીખારીની સ્થીતીનો ત્યાગ કર્યો નહોતો ! સાધારણુ પોશાકમાંજ લજ્જા નિવારણુ કરતા હતા, અને માત્ર ખજુર ખાઇનેજ જીવન ધારણુ કરતા હતા ! સાદડી ઉપર સુતા હતા, અને પોતાના કપડાં તથા જોડા પણુ પોતેજ સાફ કરતા હતા ! તેમની દ્રષ્ટિ દુન્યાના નાશ પામનાર ધન-માન ઉપર પડતી ન હતી ! સર્વદા ઇશ્વર ઉપર મોહ રાખીને ઇશ્વરમાં મગ્ન થઇ રહેતા હતા. સત્યતાના સેવક થઇને તેમણે જીવન ગાળ્યું હતું. અને સત્યનાજ બળથી તેમણે એકલાએ હજારો શત્રુનો પરાભવ કર્યો હતો ! ! !"

"કેટલાક કહે છે કે, તલવારના બળથી મુસલમાન ધર્મ જયવાન થયો છે; પરંતુ જ્યારે હ. મોહંમદ (સ. અ) સાહેબે ઇશ્વરનું દર્શન મેળવીને હ. ખતીજાની પાસે મનની વાત જાહેર કરી ત્યારે તલવાર ક્યાં હતી? જ્યારે ધીમે ધીમે એક પછી એક એમ તેમના શિષ્યોની સંખ્યા વધવા લાગી ત્યારે તલવાર ક્યાં હતી? જ્યારે મદીનાના લોકો અર્ધી રાત્રે તેમની પાસેથી અમોઘ ( કઠીણુ ) પ્રતિજ્ઞામાં દિક્ષીત થયા હતા ત્યારે તલવાર ક્યાં હતી? કેવળ વિશ્વા-

શનાજ બળથી બળવાન થઇને મુસલમાન ધર્મનો વિજય વાવટો સર્વત્ર ઉડયો છે.”

“વળી આગળ ચાલી એજ પુસ્તકના ૩૬૫માં પૃષ્ટમાં લખે છે કેઃ—

“લગભગ ૧૩૦૦ વર્ષ ચાલ્યા ગયા છે! જ્વલંત વિશ્વાસ અને અગાધ ઉત્સાહના અવતાર હઝરત મોહંમદ (સ. અ.) સાહેબ આ લોક છોડીને ચાલ્યા ગયા છે; પરંતુ ભારતવર્ષ (હિંદુસ્તાન)થી તે અલજીરીયા સુધી આખાં ભૂમંડળના મુસલમાનોના હૃદય આજપણ તેમના નામથી નાચે છે, તેમનાજ નામનું રાત્ર દીવસ મનમાં રટણ કરે છે! આફ્રીકાના જંગલોમાં, અરબસ્તાનના રેતાળ રણમાં, ભારતનાં દરેક શહેર અને ગામડાંમાં, આફઘાન રાજયના દરેક પહાડની ટોંચ ઉપર, તુર્કસ્તાનની વિશાળ તળેટીમાં, ઇરાનના મનોહર બગીચામાં અને તુર્કસ્તાનનાં દરેક નગરમાં આજ પણ રાત્રી દીવસ હઝરત મોહંમદ (સ. અ.) સાહેબનો જયનાદ થાય છે!!! લગભગ ૧૮ કરોડ ઇશ્વરના પુત્રો આજે તેમનું પવિત્ર નામ મુખે જપે છે. વળી જે ધર્મ મૂર્તિપુજાથી ઘેરાયલા આરબ દેશમાં એકમાત્ર ખુદાની પુંજા પ્રતિષ્ઠીત કરી છે, નારી જાતીની દુર્ગતી નિવારણ કરી છે, જંગલી જાતિમાં જ્ઞાન ચર્ચાનો આરંભ કર્યો છે, ગુલામગીરીની સાંકળ તોડી નાખી છે, તે ધર્મદ્વારા જગતમાં મધુર

ફળ ઉત્પન્ન થયું છે, તે ફળ ખાઇને કરોડો નર નારી જંગલીપણાની હાલતમાંથી મુક્ત થયાં છે ! ધન્ય છે !! ઇશ્વરને કે જે પોતાના પ્યારા બાળકો ઉપર કૃપા વરસાવવા સારૂ એકાદ મહાન પુરૂષને વખતો વખત મોકલાને જગતનું કલ્યાણ કરાવે છે, તેવીજ રીતે હઝરત મોહંમદ ( સ. અ. ) સાહેબ દ્વારે કલ્યાણ કરાવ્યું હતું." ( જુઓ "મહાજન મંડળ" પૃષ્ટ ૬૬૩ )

## જાહોજલાલી ભરેલો સાદો ધર્મ તે ઈસલામજ છે.

( ૩૨ )

એક જાણીતા ઇંગ્રેજ ગૃહસ્થ ડૉ ગુસ્ટાવલીબાન લખે છે કેઃ—

ઈસલામના પેગમ્બરે જે ધર્મનો ફેલાવો કર્યો, તે એક અતી સાદો અને જાહોજલાલીયત ભર્યો ધર્મ છે. જે સમયે હ. જીબ્રીલ એક યુવાન બદદુના પોશાકમાં હ. મોહંમદ ( સ. લ. પાસે આવ્યા તે સમયે આપે અતી ખુલાસા સાથે તેમના સવાલ જવાબમાં આ ધર્મના તરીકા અને આસ્થાઓનો ખુલાસો કર્યો. હ. જીબ્રીલે પુછયું કે ઇસલામ શું ચીજ છે ? આપે ફરમાવ્યું–" ખુદા શિવાય બીજો કોઈ પણ ઇશ્વર નથી અને હું તેનો પેગામ પહોંચાડનાર (એલચી) પેગમ્બર છું. એની ઉપર આસ્થા લાવવાને ઇસલામ કહે છે."

બાંધેલા વખત ઉપર નમાઝ પઢવી, જકાત દેવી, રમજાન માસમાં રોજા રાખવા અને બયતુલ્લાહ શરીફની હજ કરવી આ ઇસલામ ધર્મના કાયદા છે. જીબ્રીલે આ તારીફને અતી માનપૂર્વક સ્વીકારી લીધી. જેથી માલુમ પડયું કે એ તારીફ બીલકુલ ખરી છે. આખી દુન્યાના સર્વ મુસલમાનો પોતાના ધર્મને " **લાઈલાહા ઇલ્લલ્લાહો મોહંમદુર રસુલુલ્લાહ** " આ બે નાના શબ્દોમાં વર્ણવે છે જેનું ટુંકાપણું, સાદાપણું અને એકઠાપણું ખરેખર આશ્ચર્યકારકજ છે."

( જુઓ તમદ્દુને અરબ. પૃષ્ટ ૧૧૧ મું. )

## ઇસલામ અને ધાર્મિક જોશ.

( ૩૩ )

વળી ઇસલામ કેવી શાંતતાથી દુરદરાજ દેશમાં ફતેહમંદ થયો છે તે વિષે મી. **જૉન ફોરમેન** નામના એક ઇંગ્રેજ તવારિખનવેશે પોતાની " ફીલીપાઇન આઇલેન્ડ્સ " ( ફીલીપાઇનના ટાપુઓ ) નામના પુસ્તકમાં સને ૧૯૦૫ સુધીનો સમાવેલો હેવાલ અતી જાણવાજોગ છે જે નીચે પ્રમાણે છેઃ—

" ફીલીપાઇન ટાપુઓનો એક સમુહ છે જે "પેશિફિક મહાસાગર "માં એશિઆખંડના અગ્નિખુણામાં આવેલો છે. આ ખંડમાં સઘળા મળી ૧૨૦૦ ટાપુઓ નાના મોટા છે.

અને તેની પહેલ વહેલી શોધ પોર્ટુગલના "મેજીલન" નામના એક ખલાસીએ કરી હતી અને તે વખતના સ્પેનના રાજકર્તા રાજા ૨ જા ફીલીપના નામ ઉપરથી આ સમૂહનું નામ "ફીલીપાઈન આઇલેન્ડસ" પાડયું હતું. આ ટાપુઓ બોરનીયોના ઈશાન ખુણામાં ૧૫૦૦ કીલોમીટરના ફાસલાપર આવેલા છે. આ ટાપુઓનું ક્ષેત્રફળ ૨૯૬૦૦૦ (આશરે) કીલોમીટર જેટલું છે. એની વસ્તી લગભગ ૭૦૦૦૦૦૦ ની છે. ત્યાંના મૂળ વતનીઓ ચઢાઇ કરનારાઓના વારંવારના હુમલાઓથી નાબુદ થઇ ગયા છે અને તેથી ઘણા થોડાજ બાકી રહ્યા છે. જે કોમો આ ટાપુમાં વસે છે તમાંની એક કોમ "તાગલ" ના નામે ઓળખાય છે. આ કોમની સંખ્યા આશરે ૧૫૦૦૦૦ લાખની છે. એક બીજી કોમ જે "ફ્રીઝાયા" ના નામથી ઓળખાય છે તે લોકોની આબાદી ૨૫૦૦૦ જેટલી છે. એક બીજી કોમ છે જેને "ફીલોન" કરીને કહે છે. એ શીવાય મુસલમાનો પણ આ ટાપુમાં સંખ્યાબંધ આબાદ છે. એની ઉત્તર તરફ આવેલા ટાપુઓમાં ઇસલામ ધર્મ પાળનારાઓની સંખ્યા વિશેષ છે. આ લોકોમાં મલેશીયન, ચીની, હિંદુસ્તાની, અરબ અને યુરોપના મુસલમાનો સામેલ છે. "જોરા માનતા" કરીને એક કોમ આ ટાપુમાં આબાદ છે જે બહાદુરી અને શુરાપણા માટે જાણીતી છે

જેની ગણત્રી પણ મુસલમાનોમાંજ કરવામાં આવે છે."

"લાંબી મુદત સુધી આ ટાપુઓ ઉપર "સ્પેનીશ સત્તા હતી. પરંતુ તેણે એ ટાપુઓની ખીલવણી તથા આબાદી ઉપર લગાર પણ લક્ષ આપ્યું ન હતું. તે તો હર વખત એજ પ્રયત્નમાં હતું કે ત્યાંના રહેવાશીઓને ખ્રિસ્તી ધર્મમાં વટલાવવા. અને જેથી કરી લગભગ ૯૦ ટકા જેટલા રહેવાશીઓ ખ્રિસ્તી ધર્મમાં આવી ગયા હતા. અને જ્યારથી આ ટાપુઓ સ્પેનના પંજામાં સપડાયા ત્યારથી ત્યાંના રહેવાશીઓને હેરાન કરવા તથા તે લોકો ઉપર અનેક પ્રકારના જુલમો ગુજારવામાં આવતા. જેથી સઘળા ટાપુઓ ખરાબી અને બરબાદીના ભોગ થઈ પડયા હતા. આખરે "સ્પેન" સરકારના આવા જુલ્માટથી કંટાળીને સને ૧૮૯૬ માં "તાગલ" કોમે સ્પેન સરકાર સામે બંડ ઉઠાવ્યું. અને વાંધો ઉઠાવ્યો કે, જો દેશીઓને યુરોપવાલાઓની બરાબર હકો આપવામાં નહી આવશે તો તેઓ બળવાનો અંત કદી પણ લાવવાના નથી. આથી સ્પેન સરકારે બળવાખોરોના આગેવાનને એવી કબુલાત આપી કે તે લોકોને તેઓના વ્યાજબી હકો આપવામાં આવશે જેથી બળવાનો અંત આવ્યો. પરંતુ સ્પેન સરકારે પોતાની કબુલત ઉપર પાણી ફેરવ્યું, જેથી વળી પાછું બીજે વરસે બંડ ઉઠયું. અને અમેરીકન સરકારે બળવાખોરોને મદદ કરી. પરિણા-

મમાં અમેરીકન વાવટા આ ટાપુઓના કીનારા ઉપર ફરકવા લાગા. અને સ્પેનીશ વહાણોના કકડાણુકલા થઈ ગયા અને એ જુલ્મી હકુમતનું એવી રીતે સેવટ આવી ગયું !"

આ પુસ્તકમાં ૧૯૦૫ સુધીના બનાવો લખવામાં આવ્યા છે. અને તેમાં મોટા ભાગે ત્યાંના મુસલમાનોનું વર્ણન છે. એ પુસ્તકનો લખનાર લાંબી મુદત સુધી મુસલમાનોના સહવાશમાં રહ્યા છે. મી૦ જૉન ફોરમેન લખે છે કે આજે "મોન્ડનાઓ," "સોલોન" અને "બાલવા"ના ટાપુઓના દક્ષીણ ભાગમાં જે મુસલમાનો આબાદ છે તે તમામ આબાદીના $\frac{6}{10}$ ભાગ જેટલા છે.

"સ્પેનના પેહલા હુમલા વખતે મુસલમાનો આ ટાપુઓના ઉત્તર તરફ સંખ્યાબંધ આબાદ હતા. ઇ. સ. ૧૫૦૭ માં સ્પેનવાલાઓ "સોલોન" નામના ટાપુમાં આવ્યા તે વખતે તે લોકોએ "તોદુ" નામે મુસલમાન હાકેમની અને "માનીલા" (ફીલીપાઇન)ની રાજધાનીના હાકેમ સુલેમાનની મુલાકાત લીધી અને તેઓની સાથે સુલેહ તથા મીત્રાચારીભરી વર્તણુંક ચલાવી. (સ્પેનના ફોજી વડાએ લખ્યું છે કે) આ "તોદુ" અને "માનીલા"ના રહેવાશીઓ ઇસલામી ધર્મ પાળતા હતા. અને સ્પેનવાળાઓ સરકારી કાગળ પત્રોમાં તેઓને "મુર"ના નામથી ઓળખતા હતા."

મી૦ જોન ફોરમેન આગળ ચાલતાં લખે છે કે, "આ

વિષે લખનારાઓ જુદા જુદા મતો ધરાવે છે કે આ ટાપુઓમાં ઈસલામી ધર્મની રોશની ક્યારે પ્રગટી નીકળી. સૌથી વધારે માનવા જોગ એ વાત છે કે, "મેન્ડાઓ" અને "સુલો"ના ટાપુઓ દક્ષીણમાં આવે છે. આ ટાપુઓ બોર્નીયોની બાજુમાં છે. મેન્ડાઓ અને સુલોના વતનીઓ ઉપર બોર્નીયોના મુસલમાનોની અસર થઈ અને તેઓ ઈસ્લામી ધર્મમાં દાખલ થઈ ગયાં. બોર્નીઓ મુસલમાનોના હાથમાં ૧૪૭૩ ઈશવીમાં આવ્યું."

"ઈ. સ. ૧૫૭૬ માં સ્પેન અને ફીલીપાઈન ટાપુઓના મુસલમાનો વચ્ચે ભારે લડાઈ સળગી. આમ થવાનું કારણ એક બીજાના ધાર્મીક જોશને લગતું હતું, કારણ કે સ્પેનવાલાઓ ફ્રીલીપાઇનના ઈસલામીઓને ખ્રિસ્તી ધર્મમાં વટલાવી નાખવાની પેરવાં કરી રહ્યા હતા. અને તેથી જયાં સુધી તે લોકોનું ફાવતું હતું ત્યાં સુધી મુસલમાનો ઉપર જુલમ ગુજારતા રહ્યા હતા. આ લડાઇ ત્રણ સૈકા સુધી ચાલી હતી."

હવે "૧૮૯૭ માં મુસલમાનોના વારંવારના હુમલાઓથી કંટાળી જઇને સ્પેનવાળાઓએ મુસલમાનોનો નાશ કરવા મક્કમ ઠરાવ કર્યો. સ્પેનીશોએ ત્યાં સુધીનો ઇરાદો કીધો કે આ ટાપુઓ માંહેલા મુસલમાનોનો નાશ કરી, તેમાં ખ્રિસ્તીઓને આબાદ કરવા બદલો લેવાની આ છેલ્લી ભયંકર રૂઢી એવી હતી કે જેથી તમામ મુસલમાનો એક-

હમ ઉશ્કેરાઈ ગયા અને તેઓએ સ્પેનના કરૂણારશિક શીતમોની ચર્ચા ફેલાવી..........................................."

આગળ ચાલતાં મી૦ જૉન ફોરમેન લખે છે કે,—**સ્પેનવાળાઓને મુસલમાનોને ખ્રિસ્તિ ધર્મમાં લાવવા માટે જરા પણ ફતેહ મળી નહીં.** ઈસલામીઓએ બુલંદ અવાજે એવા પોકારો ઉઠાવ્યા કે જો સ્પેનીસ સરકાર મુસલમાનોના ધર્મમાં ખલલ નાખે નહી, મુસલમાનોને જોર જુલમથી ખ્રિસ્તી બનાવવાનું છોડી દે, તેઓની સાથે અદલ અને ઇનસાફથી વર્તે તથા તેઓના હકો કચડી નહી નાખે તો તેઓ તાબે થવા તૈયાર છે. બીજી કોઇ રીતે પણ તેઓ હથ્યાર મુકી શકતા નથી. ( અને વધુમાં જણાવ્યું કે ) **તેઓ પોતાના ધર્મ માટે લોહીના છેલ્લાં ટીપાં ઢોળવા તૈયાર છે.**"

"આખરે અમેરીકાએ આ જુલમગાર હાથોમાં સપડાયેલા મુસલમાનોને મદદ કરી અને સ્પેન સાથે લડીને આ લોકોને સ્પેનીસોના જુલ્મી પંજામાંથી છોડાવ્યા. જૉન ફોરમેન વધુમાં જણાવે છે કે, જેવી રીતે **સ્પેનવાળાઓને ઇસલામીઓને ખ્રિસ્તિ ધર્મમાં લાવવાને નિષ્ફળતા મળી હતી તેવીજ રીતે તે લોકો તે વખતે પણ પોતાના હેતુમાં નિષ્ફળ નીવડયા.** જયારે તેઓ ઘણીજ દીલગીરી સાથે ફીલીપાઇનના કીનારાઓ ઉપર છેલ્લી નજર ફેંકી ગયા."

" અમેરીકનોએ આ ટાપુને જીત્યા પછી મુસલમાનો-ના ધર્મમાં લગાર પણ ખલલ ન નાંખતાં તેઓના હરેક સુખમાં વધારો કર્યો હતો. અને પાર્લામેન્ટ્રી અને સ્વતંત્રતાના હકો ભોગવી શકે એ હેતુથી મુસલમાનોને સુધરેલા જમાનાને બરની કેળવણી આપવા માટે યુનીવરસીટીઓ અને કોલેજો સ્થાપી છે કે જેમાં અસંખ્ય ઇસલામીઓ કેળવણી લઇ રહ્યા છે. વીગેરે "

(જુઓ ફીલીપાઇન આઇલેન્ડસ્.)

## હઝરત સ૦અ૦ અને સ્વામી વીવેકાનંદ.

(૩૪)

શ્રીમદ્ વિવેકાનંદે કૅલિફૉર્નિયા, પાસાડેના શેકસપીયર કલબમાં તા. ૨ જી ફેબ્રુઆરી સને ૧૯૦૦ ને દીવસે આપેલાં એક લેકચરમાં કહ્યું હતું કે......................................
" અને ત્યાર પછી સમતાનો સંદેશો આપતા માન્યવર પયગમ્બર હઝરત મોહંમદ (સ. અ વ.) સાહેબ પધારે છે. તમે પુછો છો કે " તેમના ધર્મમાં તે વળી સારૂં હોવાનું શું વારૂં?" જો તેમાં કાંઇ પણ સારૂં ન હોત તો, તે ધર્મ જીવતોજ કેમ રહી શકત ? જેટલું સારૂં હોય છે, તેજ જીવન ધારણ કરે છે, તેજ માત્ર અવશિષ્ટ રહી શકે છે. કારણકે માત્ર, સારૂંજ બળવાન હોય છે, એટલા માટે યુદ્ધમાં તેજ સજીવ

બાકી રહે છે. સર્વથા આ જન્મનેજ વિચાર કરો કે, અશુદ્ધ આચરણ વાળા માણસનું જીવન વધારે લાંબું કેમ નથી થતું ? તેથી વિરૂદ્ધ શુદ્ધાચારી મનુષ્યનું જીવન કેટલું બધું દીર્ઘ હોય છે ! એ વિષે તો શંકાજ નથી કે, પવિત્રતા તેજ બળ છે, સારાપણું તેજ બળ છે. જો તેમના ઉપદેશમાં કશીજ ઉત્તમતા ન હોત, તો મુસલમાની ધર્મ આજ સુધી જીવતો કેમ રહી શકયો હોત ? તેમાં પુશકળ ઉત્તમતા રહેલી છે. હઝરત **મોહંમદ** ( સ. અ. વ. ) સમતાના પુરસ્કર્તા હતા. સર્વ મનુષ્યો, સર્વ મુસલમાન એક બીજાના બંધુ છે, એજ તેમના પ્રતિપાદનનું રહસ્ય હતું.

પયગમ્બર હઝરત **મોહંમદ** ( સ. અ. વ. ) મે પોતાના જીવનચરિત્રથી[1] બતાવી આપ્યું છે કે, મુસલમાનોમાં પૂર્ણ સમતા, પૂર્ણ બંધુતા હોવી જોઇએ. તે કયા વંશનો છે, કઈ જાતિનો છે, કયા પંથનો છે, કયા વર્ણનો છે, સ્ત્રી છે કે પુરૂષ છે, એ પ્રશ્ન ત્યાં હતોજ નહીં. તુર્કસ્તાનનો સુલતાન આફ્રિકાના બજારમાંથી ગુલામને ખરીદી, સાંકળથી બાંધીને તુર્કસ્તાનમાં લાવતો; પણ તેજ ગુલામ મુસલમાન થાય અને તેનામાં સંપૂર્ણ ગુણ તથા સામર્થ્ય હોય, તો તે ખુદ સુલ્તાનની શાહજાદી સાથે પણ સહજ સ્વભાવે લગ્ન કરી શકતો. એ ઘટનાની આ દેશ–અમેરિકા-

---

૧ સવાનેહ ઉમરી.

માં જે પદ્ધતિથી નિગ્રો તથા અમેરિકન ઇન્ડિયનો સાથે વર્તવામાં આવે છે, તે પદ્ધતિ સાથે તુલના કરો ! અને હિન્દુઓ વળી શું કરે છે? જો તમારા કોઇ ધર્મોપદેશકનો ભૂલથી કોઇ કર્મકાંડી હિંદુના અન્નને સ્પર્શ થઇ ગયો; એટલે તે અન્નને તે અસ્પર્શ્ય માનીને ફેંકી દે છે! અમારૂં તત્ત્વજ્ઞાન આટલું બધું ઉચ્ચ પ્રકારનું હોવા છતાં વ્યવહારમાં અમારી તેટલીજ દુર્બળતા તમને પ્રત્યક્ષ દેખાઇ આવે છે. પણ ઇતર સર્વ જાતિઓ કરતાં મુસલમાનોમાં એ દ્રષ્ટિથી કેટલી બધી ઉદારતા જણાઇ આવે છે તે જુઓ. તે તેમની ઉદારતા તેમની સમતામાં, જયાં જાતિ તથા વર્ણનો પ્રશ્નજ અવશિષ્ટ રહેતો નથી, તે સમતામાં દેખાઈ આવે છે................

મુસલમાનોનું રાજ્ય પણ કાંઈ સર્વથા અધમ તો ન હોતુંજ. આ વિશ્વમાં એવી એક પણ વસ્તુ નથી કે જે સર્વથા ગુણહિન હોય કે સર્વથા ગુણથીજ ભરેલી હોય. અર્થાત્ સર્વમાં ગુણાવગુણ ઉભયનો ન્યુનાધિક અંશે સમાવેશ થયેલો હોય છે. મુસલમાનોનો વિજય ભારત વર્ષમાં[1] દિન અને વ્યકત અધમ જનોના ઉદ્ધાર સ્વરૂપેજ આવ્યો હતો, અને એજ કારણથી ભારત વર્ષની પ્રજાનો ⅕ ભાગ

---

૧ હિંદુસ્તાનમાં.

અત્યારે મુસલમાન થયેલો આપણામાં જોવામાં આવી શકે છે. ભારત વર્ષના એટલા બધા લોકો મુસલમાન બની ગયા, તે કાંઈ માત્ર તલવારનોજ પ્રતાપ નહોતો. જો આપણે એમજ કહીએ કે એ તો તલવાર અને અગ્નીનુંજ મહાકાર્ય રૂપ પરિણામ હતું, તો તે આપણી મૂર્ખતાનું શિખરજ કહેવાય. વસ્તુસ્થિતિ એથી સર્વથા ભિન્નજ હતી. અને હજી પણ જો તમે સંભાળ નહિં રાખો, તો ૧/૫ તો શું પણ બરાબર આ મદ્રાસની અર્ધ પ્રજા અલ્પ કાળ ( ટુંક વખત )માંજ ક્રિશ્ચિયન બની જશે ! ઇત્યાદી.

( જુઓ ઠક્કુર નારાયણ વિસનજી કૃત વિવેકાનંદ વિચારમાળા. પૃષ્ટ ૨૪૯—૪૭૩—૪૭૪ ).

## ધર્મોપદેષકો માટે કોરઆન શરીફનું ફરમાન.

( ૩૫ )

મી. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ. એલ; એલ. બી. "ગુજરાતમાં ઇસ્લામી ઉપદેશકો" અથવા "ધર્મોપદેષકો માટે કોરઆનનું ફરમાન" એ શિર્ષક નીચે લખે છે કે, "ઇસ્લામને માથે સાધારણ રીતે એવો દોષ મૂકવામાં આવે છે કે, પોતાના ધર્મમાં વટલાવવા માટે કાફેરો ઉપર ગમે તેવી રીતે જુલ્મ કરવો, એવું હઝરત મોહંમદ ( સ. અ. વ. ) નું ફરમાન હતું; પરંતુ

એ વાત ખોટી છે. કોરઆને શરીફમાં ઠેકાણે ઠેકાણે એવાં વચનો છે કે, "ખરા મુસલિમની ફરજ તો એ છે જે જે પરધર્મનો હોય તેને સમજાવી સાચો માર્ગ બતાવવો, જો તે સમજે તો ઠીક છે ને ન સમજે તો અલ્લાહ તેને જોઇ લેશે." આવા ફરમાનમાંથી માત્ર દાખલા તરીકે એ-કજ અત્રે ઉતારી લીધું છે. કોરઆન શરીફના ૩ જાના પ્રકરણ (૩, ૧૯) માં હઝરત મોહંમદ (સ. અ. વ.) કહે છે કે "જેઓ અભણ (અને અજ્ઞાની) છે તેઓને કહો કે તમે મુસલમાન થશો? (એટલે કે તમે ઇસ્લામ ધર્મ માનો.) પછી જો તેઓ મુસલમાન થાય તો તેઓએ ખરેખર સીધો રસ્તો મેળવ્યો છે, અને તેઓ પોતાની પીઠ ફેરવે તો તારી ઉપર માત્ર સંદેશો પહોંચાડવાનું (કામ) છે. અને ખુદા પોતાના બંદાઓને જોનાર છે."

એક તરફ કુરાન અને બીજી તરફ સમશેર, મતલબ કે કાં તો મુસલમાની ધર્મમાં આવો અથવા તો મૃત્યુને શરણ થાઓ, એવો જુલમ પાછલા વખતમાં જનુની ઇ-સ્લામીઓને હાથે થતો હશે, તેને માટે ખુદ કોરઆને શરીફમાં કોઇ પણ રીતનું ફરમાન નથી મળતું. તેમજ હઝરત મોહમ્મદ (સ. અ. વ.)ની આખી જીંદગી એ વાતને ખોટી પાડે છે. એઓ પોતે કહે છે કે "ધર્મ સં-બંધે કાંઇ દબાણ કરવાનું નથી." (પ્રકરણ ૨–૨૫૬)

એઓ પોતાને ખુદાના રસુલ એટલે પરમેશ્વરના કાસદ કહેવડાવતા હતા, અને તેના તરફથી મળેલો સંદેશો પહોંચાડવો, એટલીજ ફરજ સમજતા હતા. શરૂઆતમાં ઇસ્લામમાં જે જે પુરૂષ અને સ્ત્રી વટલેલાં તે એમનાં સગાંમાંથી અથવા તો સ્નેહીઓમાંથી હતાં. તે વખતે એમની પાસે કશી સત્તા નહોતી, કે જેને જોરે તેમને પોતે વટલાવી શકે. તેમજ જ્યારે એમના મતને અનુસરનારાઓની સંખ્યા સેંકડોની ને હઝારોની થઇ, ત્યારે પણ તેમણે તો પોતાની અસલ સમજાવટ ( Persuasion )ની પદ્ધતિજ ચાલુ રાખેલી, એમણે કોઇને કડવો શુકન યા ક્રોધનું વચન કહેલું નહિ; તો પછી "કાં કોરઆન કબુલ કરો, કાં તો મોત કબુલ કરો" એવી જુલમી વર્તણુંક તો કયાંથીજ ચલાવી હોય ?! અંગ્રેજીમાં જેને આપણે ( Missionary ) અથવા ધર્મ પ્રચારક કહીએ છીયે તેનુંજ કામ એમણે કરેલું, અને પોતાની પાછળ થનારાઓને પણ તેજ કામ કરવાનો બોધ આપેલો, છતાં ઝનૂને આગળ જતાં વધારે જોર પંકડયું અને શાંતીથી સમજાવીને લોકોને ધર્મના ફેરફાર કરાવવાની નીતિને પડતી નાંખી; સત્તાવાન મુસલમાનોએ સમશેર અને જોરજુલમને અગાડી કરી, હઝરત **મોહંમદ** (સ. અ. વ.)ના આપેલા સંદેશાને વિરૂપ કરી નાખી, આખી દુનિઆમાં ઇસ્લામને એક ઘાતકી, ક્રૂર ધર્મ તરિકે ઓળખાવ્યો."

" ગુજરાતમાં બલકે આખા હિંદુસ્તાનમાં ખ્રીસ્તી ધર્મ નો બે રીતે અથવા ત્રણ રીતે પ્રચાર થયો છે. એક સમજાવટથી ( Persuasion ), બીજો સ્વાર્થને અંગે અને ત્રીજો જોરજુલમથી. ( Persecution ) દાખલા તરીકે ગોઆના સેંટ ઝેવીઅરે સમજાવીને અને પોતાના મોજેઝા –ચમત્કાર ( Miracles ) થી લોકોને કેથોલિક બનાવ્યા, એ પેહેલી રીત. વળી ઘણા લોકો ખ્રાસ્તી થવાથી પોતાની ન્યાત તજી, સરકારમાં વધારે માન મળે, નોકરી મળે, એવી મતલબથી પોતાનો ધર્મ છોડી દેતા હતા, એ બીજી રીત; જેવા કે ઢેડ, લાલીઆ અથવા મદ્રાસ તરફના પારીઆ અને બીજા અંત્યજો. છેલ્લો પોર્ટુગીઝ પ્રજાનો દોર ચાલતો હતો ત્યારે તેના પાદરીઓએ વસઇ તરફનાં આખાં ગામ ને ગામ, નિર્દોષ હિંદુઓનાં છાપરાંપર અને તેમનાં જ્ઞાતિ ભોજન વખતે અથવા તેમના મોહલ્લાના કુવામાં માંસના કટકા નાંખી અને બીજી રીતે જોર જુલમ કરી વટલાવેલા, એ ત્રીજી રીત." ઇત્યાદિ.

( જુઓ " સમાલોચક ,' માસીકનો જાનેવારી ૧૯૧૫ નો અંક ).

## આશકે રસુલ મી૦ દીલ્લુરામ.

( ૩૬ )

નાંડળી જીલ્લે હીસારવાલા જાણીતા હિન્દુ શાએર મી૦

દીલ્લુરામ કે જેઓ "સાહેબે કૌસરી"ના તખલ્લુસથી "સુફી" નામના જાણીતા ઇસ્લામી માહવારીમાં વખતો વખત લખતા રહે છે. તેમણે હઝરત સલ્અમની શાનમાં કેવો ઉત્તમ મત કાવ્યમાં આપ્યો છે તે જોતાં ખરેજ અજાયબી થાય છે કે એક ગેરમઝહબી ગ્રહસ્થ હઝરત સલ્અમ સાહેબ તરફ કેવો ઉમદા ભક્તિભાવ રાખે છે તે મીસરો નીચેના હેડીંગમાં છેઃ—

## હઝરત સરવરે કાએનાત, ઓર ઉન્કા એક અદના ગુલામ.

કરે હિન્દુ બયાં ઇસ તર્જસે, તુ વસ્ફ એહમદકા,
મુસલમાં માન જાએં, લોહા સબતેગે મોહબ્બતકા.

જુદા કબ લામે દલ્લુરામ, હે મીમે મોહંમદસે,
તાલ્લુક સો તરેહકા હે મુશદ્દતસે મુશદ્દતકા.

મોહંમદ ઓર દલ્લુરામમેં નૂક્તા નહીં કોઇ,
કે હે મદ્દાહ ઓર મમદુહ મે યેહ રબ્ત કીસ હદકા.

કભી ગંગામે આ ડુબા, કભી કૌસરપે જા નીકલા,
પતા કુચ્છભી નહીં મખસુશ દરવેશે મુજર્રદકા.

એહી હરચાર અનસારકા, ઈશારા હે લે રસ્તા,
મદીનેકા, નજફકા, કરબલાકા ઓર મશાહદકા.

**મોહંમદકી** શફાઅત પર યકીં થા નાતગોયોંકો,
કીસીને કાફીઆ બાંધા નહીં અબતક જો શાયદકા.

લીખું કયા "કૌસરી"મેં કૌનસા કીસ્સા હે અબ બાકી,
**મોહંમદ** જબ ખુદાકા હે, ખુદા જબ હે **મોહંમદકા.**
(જુઓ "સુફી" માહે મારચ ૧૯૧૬ નું.)

## હઝરત પ્રત્યે એક મહારાજાનો ભકિતભાવ.

(૩૭)

**મહારાજા સર કીશનપ્રસાદ બહાદુર** (હૈદરાબાદી) કે. સી. આઇ. લખે છે કેઃ—

"મારી આસ્થા કોઇ વલી કે નબી સાથે સ્વાર્થને લીધે નથી અને મારા ધર્મને સંતાડવાની જરૂર નથી. જો કે એ જાણીતું છે કે હું લડવૈયા કોમનો એટલે કે, ક્ષત્રી છું, પણ ધર્મ તદન અને કેવળ સુફી છે અને તેને ખરા અંતઃકરણથી માનનાર છું, અને કૃત્ય કરૂં છું કે પરમકૃપાળુ પરમેશ્વર મને મારી આ ધારણામાં સફળ કરે, અને હું આ પવિત્ર અને સ્વચ્છ ધર્મને મુદ્રાલેખ બનાવું છું. હું હઝરત **મોહંમદ** (સ. અ. વ.) તરફ જે ભાવ દેખાડું છું તેથી તે મારી રાજયકીય ચાલ અથવા અમુક હેતુ છે એમ કેટલાકો તરફથી કહેવામાં આવે છે. આથી મને ખરેખર હસવું આવે છે, જયારે સારી વાત જાણવામાં ન

આવી ત્યારે વાતો ઘડવા લાગ્યા, મતભેદનું પરિણામ ઇ-ચ્છાનુસાર નીકળતું નથી તો પણ હું આ કારણને લીધે ખુશ થાઉં છું કે મારી ઇર્ષા કરવામાં આવે છે. હું ઇર્ષા કરતો નથી પણ મતભેદ દૂર કરવાને મારા થોડા વિચારો પ્રસિદ્ધ કરવાની મને જરૂર રહી, તે પછી આ લેખના છે-વટના ભાગમાં રસુલુલ્લાહ ( સ. અ. વ. ) ની તારીફમાં કેટલાએક કાવ્યો લખ્યા છે જેમાંની થોડી બેતો હેઠળ આપવામાં આવી છેઃ—

મદીનેકો ચલો દરબાર દેખો,
રસુલુલ્લાહકી સરકાર દેખો.

નજર આતી હય વાં શાને ખુદાઈ,
દરો દિવારકે અનવાર દેખો.

ખુદાકો જાનતા હું દિલસે વાહીદ,
કે વેહદતસે નહીં ઈનકાર દેખો.

ફીદા હું નામે એહમદ મુસ્તફાપર,
વો બેશક હય મેરે સરદાર દેખો.

કીયા અહનાસે આલા ઉસને અય શાદ,
યે શાને હઝરતે જબ્બાર દેખો.

( જુઓ સદરૂદીન કૃત "હમારા નબીનું પવિત્ર જીવન." પૃષ્ટ ૫૧. )

## હમારા નબી અને મી૦ ઍબ્રાહામ રીપ્સ.

( ૩૭ )

**મી૦ ઍબ્રાહામ રીપ્સ** પોતાના ૧૮૯૧ માં પ્રગટ થયલાં "ધી એન સાઇકલો પીડીઆ બારીશન"ના ૨૨ મા ભાગમાં લખે છે કેઃ-–

"મુસલમાન તવારીખ નવેસોએ અરબના નબી (હ. મોહંમદ (સલ.) સાહેબની શરીરી અને અકલી (દીર્ઘદ્રષ્ટિવાળી) શીફતો (પ્રાક્રમો)ની તારીફમાં ઘણું ખરૂં લખ્યું છે. એટલે જો કે હમો એમની દરેક શીફતો, પ્રાક્રમો અને સદાચરણપણા સંબંધી લખી શકતા નથી; પરંતુ હમો એમના એ કાર્યોનો જરૂર એકરાર તો કરીશુંજ કે એમની ઘણી કાબેલીયતોનું વર્ણન થઇ ચુકયું છે, અને એમનામાં કંઈક બ્રહ્મજ્ઞાન (એક ખુદાને માનવાની ઉંચ ભાવના)ની રહેણી કરણી એવી એકઠી થઇ હતી કે, જેથી તેઓ પોતાની બાળવયથીજ મતલબ (સ્વાર્થ) ને ધીક્કારતા હતા. અને તેથીજ તેઓ ઉંચા દરજ્જા ઉપર પહોંચી શકયા. અને જે વિષય પરત્વે એમણે કમર કશી હતી તેમાં કુદરતે પુરેપુરી યારી આપી હતી.

## હમારા નબી અને મી૦ જીરાર્ડજીલ.

( ૩૮ )

પ્રખ્યાત ઇંગ્રેજ વિદ્વાન મી૦ રેવરન્ડ જીરાર્ડજીલ

પોતાના ઇંગ્રેજી કુરાન શરીફના ઇંટ્રોડકશનના ૨૩ માં પૃષ્ટ-માં જણાવે છે કે—

" હરેક દાખલાઓથી સાબેત છે કે (હ. મોહંમદ સ૦) સાહેબના સર્વ કાર્યો એક નેક નિયમથી એવી ખેંચાણ-કારક રીતે થતા કે જેણે પોતાના હમવતનીઓને અ-જ્ઞાનતા અને નીચતા (મૂર્તી પુજા) થી છોડવ્યા. અને એમની અત્યંત ઉંચ દરજાની તમામ ઇચ્છાઓ (ઉમેદો) એ હતી કે ઇશ્વરની એકતાનો સર્વથી મોટો અને સત્ય માર્ગ જે એમના આત્મા ઉપર છેલ્લા દરજ્જા સુધી ફતેહ-મંદ નીવડતો હતો તે પ્રત્યક્ષ કરી બતાવવો."

" **હ. મોહંમદ (સલ્લ.)** સાહેબની ઝળકતી કાર-કીર્દીની શરૂઆતમાંજ તેમણે " એકજ પીતાના સર્વ પુત્રો છે" એવી પુરેપુરી સાબીતીનો નમુનો, માત્ર પોતાના વત-નીઓમાંજ નહી પણ તમામ પૃથ્વીના મનુષ્ય જીવનને કરી બતાવ્યો.

## હમારા નબી અને મી૦ નૌત્તમરામ.

(૩૯)

" **હઝરત ઈસા** (અ.) તથા **હઝરત મોહમ્મદ** (સ.) આદિક થઇ ગએલા પેગમ્બરો તથા તેમના પ્રથન થઇ ગએલા શિષ્યોનાં સઘળાં વચનો તથા તેમની કૃતી ઇશ્વર પ્રેરિક

જાણી તે પ્રમાણે અથવા ઉપમાન સઘળા ઉત્તર કાળના ધર્માધિકારીઓ લઇ સઘળા કર્મ જીજ્ઞાસુ પુરૂષોના મનના સમાધાન કરે છે.”

(જુઓ રા. નૌત્તમરામ ઉત્તમરામ કૃત “રાજર્ષિ” પૃષ્ટ ૨૮૪-તથા ૩૩૮.)

## હમારા નબી અને મી૦ સ્ટેન્લી.

(૪૦)

વળી હમારા નબી હઝરત મોહંમદ રસુલુલ્લાહ (સ. અ. વ.) એમની તારીફમાં પશ્ચિમનો જાણીતો ઇતિહાસ કર્તા **મી૦ સ્ટેન્લી** પોતાના યાહુદી દેવળના ઇતિહાસમાં લખે છે કે, “સત્યનો પિતા પોતાના પેગમ્બરો પસંદ કરે છે અને તેમની સાથે ગર્જનાના અવાજ કરતાં પણ મોટા અવાજથી વાતો કરે છે, તે એજ ગુહ્ય અવાજ છે કે જે તે આપણી જોડે સંવાદ ચલાવે છે તે અવાજ યદા કદાચીત મંદ પડી જાય અને પછી ભાગ્યેજ સંભળાય; તેમજ તેનું અલૌકિક વજન કમી થઇ જાય અને આખરે તે દૂન્યાના વિદ્વાનો અને વિવેકી પુરૂષોની ભાષામાં સમાઇ જાય; પરંતુ તે વખતો વખત માલિકે પસંદ કરેલા પુરૂષો સાથેના સમાગમમાં પોતાનો અસલ ગુણ ધારણ કરે છે અને આકાશી નાદ અને ઇશ્વરી વાણીની માફક તેના કાનમાં સંભળાય છે.” (જુઓ મોટામીઆં કૃત રસુલે અરબી.)

## હમારા નબી અને મી૦ લૅન્ડોર.

### ( ૪૧ )

વળી હમારા હઝરત નબી **મોહંમદ** (સલલ્લાહો અલયહે વસલ્લમ) ને વૉલ્ટર સેવૅજ લૅન્ડોર[1] નામક એક અંગ્રેજે પોતાના પુસ્તકમાં ઘણો અન્યાય આપ્યો છે તે વિષે સુરત નિવાશી રા. રા. **મોહનલાલ પાર્વતીશંકર દવે**. એમ. એ, એલ. એલ. બી. પોતાના "લૅન્ડોરના કાલ્પનિક સંવાદો" એ નામના પુસ્તકના પ્રથમ ભાગના પૃષ્ટ ૩૪૩ ઉપર લખે છે કેઃ—

"હેનીબાલ, મેરિયસ, સીપિયો, ઓલેક્ષક એ વિર યોદ્ધાઓને આપણે જોયા. એ રણક્ષેત્રને છોડીને હવે આપણે ધર્મના ક્ષેત્ર તરફ વળીયે, અને મુસલમાની ધર્મના મ્હોટા પ્રવર્તક હ. **મોહંમદ** પેગમ્બર તરફ નજર કરીએ. આ સંવાદમાં એ મહાત્માને લૅન્ડોરે ઘણો અન્યાય આપ્યો છે, અજ્ઞાન લોકો **હ. મોહંમદની** મહત્તા ન સમજતાં તેમના ઉપર સ્વાર્થ, દંભ, અને કપટના આક્ષેપ કરે છે. એ આક્ષેપો કેવા નાપાયદાર અને મૂર્ખાઇ ભરેલા છે તે કાર્લાઇલે પોતાના "વીરપૂજા" નામના પુસ્તકમાં ઘણી અસરકારક સચોટ રીતે બતાવી આપ્યું છે. પણ લૅન્ડોરની પ્રકૃતિમાં એવા ગુણ નહોતા કે જેના બળવડે **હ. મોહં**-

---

૧ યુરોપના વૉરિક નગરનો રહેવાશી.

મદ જેવા મહાન ધર્મ પ્રવર્તક, મદ્યપાન નિષેધક, અને પ્રૌઢ વિચારક વિર નરની કદર કરી શકે ! ધર્મની બાબદમાં જ્યાં જ્યાં કોઇ પણ પ્રકારનો અતિશય એમના જોવામાં આવતો ત્યાં ત્યાં એમની દ્રષ્ટિએ દંભ અને સ્વાર્થ બુદ્ધિજ જણાતાં. વિગેરે." ( જુઓ લૅન્ડોરના કાલ્પનિક સંવાદો. )

## હમારા નબી અને મી૦ સૅન્ટ હીલીઅર.

( ૪૨ )

એક ફ્રાન્શીશ પ્રોફેસર મી. એમ. ડી. સૅન્ટ હીલયર લખે છે કે, "ઇસલામમાં કોઇ પણ બાબત શક કરવા જેવી અથવા કુદરતની બાબતોથી પણ વધુ આશ્ચર્યકારક નથી. પોતે ઇસલામ ધર્મ એ બાબત સ્વીકારતો નથી કે, તેને કોઇ પરદામાં છુપાવવામાં આવે ! અને જો હમણાં સુધી તેમાં કશો શક હોય તો ઇસલામ ધર્મ ઉપર તેવું તોહમત આવી શકતુંજ નથી. કારણ કે તે પહેલાંથીજ એટલો તો સાફ અને સાચો છે કે જેટલું થવું જોઇએ તેટલું તેણે કરી બતાવ્યું છે."

## ઈસલામ અને મી૦ બ્રાઉન.

( ૪૩ )

મી૦ બ્રાઉન જે આજકાલ પૂર્વની વિદ્યાઓમાં બહુજ જાણીતા સમજાય છે, તેઓ પોતાના "લીટરરી હીસ્ટરી

ઑફ પરશીયા ” નામના પુસ્તકના ૨૦૦ પૃષ્ટની આખરમાં લખે છે કેઃ—

“ ઘણું કરીને એમ માનવામાં આવે છે કે, ઇસ્લામી વીર નરો બે વાતમાં ફૈસલો કરતા હતા; કે “તમે કુરઆને મજીદને માનો, અથવા તલવારની સામે ઉતરો ” પણ ખરી રીતે જોતાં આ વાત નથી. કેમકે યહુદી, પારસી, હીંદુ વિગેરેને ધર્મની વાતમાં બીલકુલ છુટ હતી, હાં ફક્ત તેઓનો પાસેથી જઝીયાવેરો લેવામાં આવતો, જે એક ન્યાય પૂર્વક બંદોબસ્ત હતો. કેમકે ખલીફાઓની ઝીમ્મી પ્રજા આ જઝીયાવેરો આપવાથી તમામ કોમી કાર્યોથી અને મામલાઓથી જે મુસલમાનોના ઉપર ફરજ હતી તેનાથી મુક્ત થતી હતી. ”

## હઝરત મોહંમદ (સ) અને મી. અર્કહોટ.

## ( ૪૪ )

જાણીતા ઐતિહાસ વકતા મી૦ અર્કહોટ સાહેબ લખે છે કેઃ—“ ઇસ્લામ ધર્મના મૂળ તત્વોમાંથી પ્રત્યેક મૂળ તત્વને જુઓ કે તે કેવા શ્રેષ્ટ અને અસરકારક છે ! ! ! જેની સાબેતી, ઇસ્લામ પ્રચારકનું કુલીનપણું, મોટાઇ–ઉંચાઇ અને જ્ઞાનની નિપુણતા માટે કયામત ( આખર ) સુધી પુરતી છે. અને તે સઘળાં મૂળ તત્વોના જથ્થાથી એક એવી શીક્ષાની રચના થઇ છે

કે જેની શક્તી આગળ શિક્ષાનો બીજો સર્વ બંદોબસ્ત કાંઇજ ગણત્રીમાં નથી! એક માણુસ કે જે જંગલી, ક્રુર, અજ્ઞાન અને દુરાચારી કોમના એક ટોળીના કાબુમાં હતો, તેની શરીયત એવી બાદશાહતોમાં પ્રસરી ગઇ કે જે ઇરાની અને રોમન બાદશાહતો કરતાં ઘણીજ ઉત્તમ અને વિશાળ હતી. તે હયાં સુધી કે શરીયતમાં તેની મૂળ હકીકત બાકી રહી ત્યાં સુધી કોઇ પણ વસ્તુ તેની બરાબરી (મુકાબલો) કરી શકી નહી."

## હઝરત મોહંમદ (સ) અને મી. ચૅમ્બર.

## (૪૫)

"એન સાઇકલો પીડીઆ" માં મી૦ ચૅમ્બર લખે છે કે:—"ઇસલામ ધર્મનો એક ભાગ કે જે વડે તેના સ્થાપનારની પ્રકૃત્તિ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે, તેજ ઘણો પૂર્ણ અને સૌથી વધારે અસરકારક છે, આનાથી હમારો હેતુ તેની નૈતિક શિખામણોનું અનુકરણ કરવાનો છે. આવા શિખામણો કાંઇ એક બે અથવા ત્રણ સુરામાં કરવામાં આવી હોય તેમ નથી. બલકે ઇસ્લામની ભવ્ય ઇમારત (કુરઆને મજીદ–કુરકાને હમીદ)માં સોનાની સાંકળ જેમ એક બીજાથી મળેલી છે તેમ મળેલી છે. અન્યાય, અસત્યતા, ગર્વ, બદલો, વૈર, નીંદા, ઠઠ્ઠો, (મજાક) મશ્કરી, લોભ, નક્કામો ખરચ, વ્યભિચારપણું, (હરામ-

ખોરી ), ચોરી, બદગુમાની, અવિશ્વાસ ઇત્યાદિ બુરાઇઓને ધીક્કારી તે તરફ નહીં વળવાની સખત ભલામણુ કરેલી છે અને તેને દુષ્ટ અને અધર્મ કહેલો છે. જ્યારે તેને બદલે શુભ ઇચ્છા, ઉદારતા, પવિત્રતા, લજ્જા, સહનશીલતા, ધૈર્યતા, સત્યતા, પ્રમાણીકપણું, શુરવીરતા, મીત્રતા, કરકસર અને સર્વથી વધારે ખુદા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવાને અને તેનીજ ઇચ્છાને આધીન રહેવાને સાચી ઈમાનદારીનું મૂળ અને સાચા મોમીન[1] ( ઈસ્લામી ) ની ખરી પીછાણુ ઠરાવેલી છે. ”

## હમારા નબી અને મી. ગોવીંદભાઈ.

( ૪૬ )

વળી સ્વતંત્રતાની બાબતમાં ઇસલામ કેટલો સ્પષ્ટ છે તે પણ નીચલા દાખલા ઉપરથી જોઇ શકાય એમ છેઃ-

વડોદરા રાજ્યના બાહોશ સુબા મી૦ ગોવિંદભાઇ

---

૧ મોમેનો તેજ છે કે જેમનાં અંતઃકરણ જ્યારે ખુદાનું નામ લેવાય છે ત્યારે ડરે છે; જેમનો વિશ્વાસ જ્યારે ખુદાના ફરમાનો તેમની આગળ વાંચવામાં આવે છે ત્યારે વધતો જાય છે, અને જેઓ પોતાના માલીક ઉપરજ આધાર રાખે છે, નમાઝ પઢે છે. અને તેમને જે રોજી આપી છે તેમાંથી ધર્માદા આપે છે, તેઓજ ખરેખર સાચા મોમેનો છે. ( જુઓ કુરઆન શરીફ સુરતુલ અનફાલ આયત ૨-૩ ).

હાથીભાઈ દેસાઈ પોતાના " પૂર્વ તરફના દેશોનો પ્રાચીન સુધારો " એ નામના પુસ્તકને પાન ૧૯૨ માં લખે છે કેઃ—

" ગુલામો પ્રત્યે માયાથી વર્તવા કુરઆનમાં ખાસ આજ્ઞા છે. અને બીજી કેટલીક બાબતમાં હઝરત મોહમ્મદનો બોધ ખ્રિસ્તિ ધર્મના બોધ કરતાં ચઢીઆતો હતો. મુસલમાન કોમમાં ગુલામને કદી છુટકારો મળેજ નહિ એમ નહોતું. કોઇ ગુલામ આબરૂદાર મુસલમાન પાસે જઇને એટલુંજ કહે કે " અલ્લાહ શિવાય બીજો કોઇ ઇશ્વર નથી અને મોહમ્મદ તેના પેગમ્બર છે " તો તરતજ તેને તેની સ્વતંત્રતા મળતી.

( જુઓ પૂર્વ તરફના દેશોનો પ્રાચીન સુધારો. )

## હઝરતને માટે લાલા લજપતરાયનો મત.

( ૪૭ )

" હું એમ કહેતાં જરા પણ અચકાતો નથી કે ઈસ્લામના પયગમ્બર માટે મારા દિલમાં ઘણીજ ઇજ્જત છે. **ધર્મગુરૂઓ અને સુધારકોમાં તેમનો દરજ્જો ઘણો બુલંદ છે, એવો મારો મત છે.**

( જુઓ સદરૂદ્દીન કૃત હમારા નબીનું પવિત્ર જીવન પૃષ્ટ ૫૮ )

## કુરઆન પાક એક " કીમ્યુ " છે.

( ૪૮ )

" પાક કુરઆન મનોબળ શકિતને ઉંચા પદે લઇ

જાય છે, મન ઉપર કાબુ રાખવાની શકિતમાં અને લાગણીમાં વધારો કરે છે. અને ધાર્મિક સુખો ભોગવવા માટેના વધુ મોટી સંખ્યામાં દર (દરવાજા) ખુલ્લા કરે છે. પર કોમના એક લેખકે એટલી હદ સૂધી જણાવ્યું છે કે, "તે પ્રજા સર્વેથી વધુ સુખી છે કે જેની ઉપર કુરઆનમાંના કાયદા મુજબ રાજ્ય ચલાવવામાં આવે." આ ઇસ્લામી ધાર્મિક પુસ્તક એટલું બધું તો સંપૂર્ણ છે કે તેમાં ઉમેરો કરવા માટે યા ઘટાડો કરવા માટે એક પણ બોલની જરૂર રહી નથી. આ દુન્યામાં ઇનસાન માટે જે પણ કાંઇ જાણવું જોઇએ, જે પણ કાંઇ કરવું જોઇએ, જે પણ કાંઇ ત્યાગ કરવું જોઇએ, જે પણ કાંઇ મેળવવું જોઇએ, જે પણ કાંઇ વિચારવું જોઇએ, અને જેબી કાંઇ વમાસવું જોઇએ; તે સઘળું કુરઆનમાં સમાવી દેવામાં આવ્યું છે તે શહેનશાહોનો ભોમીયો છે, અને પ્રજા માટે કાયદાઓનો "કોડ" છે. કાયદા બાંધનારી સભા માટે તે કીમતી ઉપદેશો અને સલાહનો કીંમતી ગ્રંથ છે. ન્યાયાધીશોનો અને શિક્ષકોનો તે શિક્ષક છે. શાક્ષીઓ માટે તે ખજાનો છે, જ્યુરીનો અપક્ષપાત ચુકાદો આપવાનું તે સાધન છે, તે મરદોને ઓરતો તરફની અને ઓરતોને મરદો તરફની ફરજ શીખવે છે, અને બાનુઓને ફતેહમંદ ઘર ધણીઆણી કેવી રીતે બનાવવી તેનું શિક્ષણ આપે છે. તે માબાપો માટે માન અને બચ્ચાંઓ માટે પ્યારના પાઠો શીખવે છે. તે રાજ્યકર્ત્તાની સત્તાની સીમા અને તેની વી-

ગતનો માર્ગ બતાવે છે, અને તે લગ્ન અને મરણના કાયદા રજુ કરે છે. પાક કુરઆન શેઠને તેની ફરજો શીખવે છે. ઘરને કાયદા કાનુનમાં કેમ રાખવું તેને લગતી કેળવણી અને વશીયતનામું કેમ કરવું તેનું શિક્ષણ આપે છે. બનેલા બનાવોનું તેમાં ટુંકમાં બ્યાન કરવામાં આવ્યું છે અને ભવિષ્યના બનાવોની ચોકસ આગાહી કરવામાં આવી છે. ટુંકમાં પાક કોરઆન ધર્મને સંપૂર્ણતાની ટોંચે પુગાડનારૂં કીમીચું છે."

( જુઓ પ્રજા મિત્ર અને પારસી માહે ઑગષ્ટ ૧૯૧૬ )

## હઝરત ન હોત તો યુરોપનું શું થાત ?

( ૪૯ )

જર્મનીના જાણીતા વિદ્વાન **મી૦ જૉકીમ ડી. ચોઝારે**, જર્મનીમાં પ્રસિદ્ધ થતાં "**ધી હાઈફ**" માસીકમાં લખે છે કે, "**કુરઆને શરીફ**"ના મૂળ તત્વ તથા સિદ્ધાંતો તથા ધારાઓને દ્રષ્ટિ મર્યાદામાં રાખતાં જો વિચાર પૂર્વક અભ્યાસમાં લેવામાં આવે, તો પ્રકાશિત દિવસની પેઠે આ વાત પ્રત્યક્ષ જાણી શકાય છે. જો કે હાલમાં તેને માનવાવાળા લોકો તેના અમલથી માઇલો સુધી દૂર છે. અને જો તે લોકોમાં હમણા કોઈ **દિવ્ય આત્મા** આકાશી પરદાથી જાહેરમાં પ્રગટ થઇ જાય, કે જે તેમને ફરીથી સત્યપંથ ( ઇસ્લામ ) ના મૂળ તથા સત્ય બિંદુ ઉપર લઇ આવે તો તેમાં સેહેજ પણ સરાગત જેવું નથી કે

તેમનું બળ એવી સ્થિતીએ જઇ પહોંચશે કે, રાજદ્વારી દ્રષ્ટિએ નહીં તો નૈતિક અને સામાજિક, દ્રષ્ટિએ પણ જગત્‌ના તકતા ઉપર અગત્યના સ્થંભ થઇ શકે.

કલામે શરીફના અગત્યના વિભાગો ઉપર અદ્યાપી પર્યંત કોઇ યુરોપીઅને વિચાર નથી કીધો. તે વિવેચન, તે આજ્ઞા, તથા તે ધારાઓ સાથે સંબંધ રાખે છે કે જે કુરઆને શરીફમાં આરોગ્યતાના રક્ષણ સંબંધી પોતાના અનુયાયીઓ ઉપર ફરજ કીધેલા છે. હું ઘણીજ ખાત્રી પૂર્વક કહી શકું છું કે સૃષ્ટિ ઉપરના સઘળા આકાશી પુસ્તકોમાં કુરઆને શરીફે તેના આ કારણે ખાસ સર્વોપરી કીર્તિ સંપાદન કરી છે. જો અમો તેના માતબર પણ સાદા વાજેબ તથા ફરજો ઉપર વિચાર કરી જોઇએ કે જે આરોગ્યતાના રક્ષણ સંબંધી કુરઆને શરીફમાં વર્ણવેલા છે કે તેમાં શી ફીલસુફી સમાયલી છે, કે જેને માટે તે પોતાના અનુયાયીઓને મોટા સ્વર્ગ ( જન્નત ) ના અધીકારી ઠરાવે છે; તો અમારા ઉપર પ્રકાશિત થઈ જશે કે, જો તે આકાશી તથા ખુદાઇ પુસ્તક ( કુરઆન શરીફ ) એશિયાટીક લોકોને ન મળ્યું હોત તો તેની પવિત્ર ભૂમી યુરોપને ધાસ્તીમાં નાંખનારી નીવડી હોત. કલામે શરીફે સ્વચ્છતા, પવિત્રતા, અને શુદ્ધતાના સાદા અને નિર્દોષ પાઠોનો પ્રસાદ પીરસી ભયંકર રોગોને અટકાવી પાડ્યા છે. એટલુંજ નહીં પણ કેફી

વસ્તુઓને હરામ ઠરાવી આપવી એ કુરઆને શરીફનો **આહા મોટો ઉપકાર છે**, કે જે ભારે બોજાથી મનુષ્ય કદી પણ મુક્ત થઇ શકતો નથી. અમે **સંસાર સુધારાનો દાવો કરતી યુરોપી પ્રજાએ** આ સંબંધમાં તેને માનનારાઓ ઉપર **અદેખાઇ કરવી જોઇએ**.

વળી એજ વિદ્વાન આગળ ચાલતાં લખે છે કે "**હઝરત મોહમ્મદ (સ. અ. વ.) જગત્‌માં ન હોત તો અમારી શી સ્થીતિ થઈ હોત?** ઉપકારના ધોરણના કારણે અમો ઉપર ફરજ છે કે, અરબી વિદ્યાકળાએ અમારી વિદ્યાકળાપર અસાધારણ અસર નાખ્યો છે, તેને અમે વિસારી ન મૂકીએ! કેટલાએક સૈકા પૂર્વનો સમય હો, યુરોપના વિદ્યાકળાના તરસ્યાઓને **તેમની તરસને બુજાવનારી સ્પેનની ઈસ્લાસી પાઠશાળાઓ હતી.** આરબોએ એરિસ્ટોટલની ફીલસુફીનું ભાષણ પોતાની ભાષામાં ન કર્યું હોત તો, અને તેના માતબર ગ્રંથો લેટીનમાં ભાષાંતર થઇ અમોને ન મળ્યા હોત તો, અમોને તે ફીલસુફીના મૂળ ગ્રીક ગ્રંથોનું જ્ઞાન તે પ્રાપ્ત થયા પહેલાં કેવી રીતે મળી શકયું હોત?"

(જુઓ સદરૂદ્દીન કૃત મહાન હઝરતનું પવિત્ર જીવન.)

એજ જર્મન વિદ્વાન લખે છે કેઃ—"જેમ જેમ કુરઆનની પાસે જઇએ છીએ એટલે તેના ઉપર પુરો વિચાર કરી બેઠીએ, તેમ તેમ આપણને વધારેમાં વધારે

ઉંચ જણાય છે. તે આપણને લલચાવે છે, અચંબો પમાડે છે. અને છેવટે સુખશાન્તી ભર્યા આશ્ચર્યમાં નાંખે છે. એજ વીદ્વાન બીજી જગ્યાએ પોતાના એક આરટીકલમાં લખે છે કે "અમે એકાએક આ અજાયેબ અને આશ્ચર્યભરી કીતાબ પર લક્ષ આપીએ છીએ, કે જેની સહાયથી અરબોએ મહાન સીકંદરની દુન્યાથી મોટી દુન્યા, અને રૂમના રાજયથી વધારે મોટું રાજય ફતેહ કરી લીધું. રૂમના રાજયને તેણે મેળવેલી ફતેહો પ્રાપ્ત કરવાને જેટલો વખત લાગ્યો હતો, તેના દશમા ભાગ જેટલો વખત પણ અરબોને ફતેહ કરતાં લાગ્યો નથી." ઇત્યાદી.

## હમારા નબી અને મી૦ કારલાયલ.

## ( ૫૦ )

ઇંગ્લંડનો જાણીતો લેખક **મી૦ વીલ્યમ ટૉમ્સ કારલાયલ** પોતાના "ધી હીરોઝ એન્ડ હીરોઝ વરશીપ" માં એક જગ્યાએ લખે છે કેઃ—

"જેને હમો પ્રકાશીત મગજના કહીએ છીએ તેને વાસ્તવિક રીત્યે નિહાળતાં, દૂન્યાવાળાઓ માટે ખુદાની અમૂલ્ય બક્ષીશ લેખવી જોઇએ. કાંકે "તેમનો આત્મા આકાશ ઉપરથી ખુદાઇ પેગામ લઇને ઉતરે છે." ખરેખર એવા ખુદાઇ બંદાઓ ખુદાની તરફથીજ પેદા થાય છે. તેમના હૃદય ખુદાના સ્થંભરૂપ છે. અને તે દરેક સમયે

અવિનાશી રહેનારા છે, તેમનો અવાજ ઇશ્વરી પડઘા મીશાલે છે. અને તેથી તેવો કોઈ આત્મા આત્મીક હારમોન્યમ છે અને કોઇ શ્રેષ્ટ પુરૂષ નૂરાની ( ઇશ્વરી ) ફોનોગ્રાફ મીશાલ છે.”

વળી એજ વિદ્વાન અંગ્રેજ લેખક “ હીરોઝ એન્ડ હીરોઝ વરશીપ ”માં ૪૩ માં પૃષ્ટમાં લખે છે કે, “ આપણે **મોહંમદ ( સલ. )** સાહેબને માત્ર એક હાથ ચાલાકીવાળો અને ખાલી અંતરવાળો વિચારી શકતા નથી. તેમજ આપણે તેમને એક તુચ્છ ( ઊંચ ) પદ્વીની ઈચ્છા રાખનારો ( કરનારો ) અને જાણી જોઇને મનસુબા બાંધનારો કહી શકતા નથી. તેણે જે ઉત્તમ ( અને સખત ) ( કુદરતી ) સંદેશો દૂન્યાને આપ્યો તે ગમે તે પ્રકારે સાચો અને ખરો સંદેશો હતો. જો કે તે ગોઠવ્યા વગરની વાણી હતી, પણ તે નીકળવાની મૂળહસ્તી તે હતી કે જેના છેવટે કોઇથી પહોંચી શકાયું નથી તેમનાં વચનો અને કૃત્યો જુઠા અને સત્ય રહીત ( અસત્ય ) ન હતાં. તેમજ કોઈની નકલ અથવા તાબેદારી ( ગુલામી )ના ન હતાં. તે એક પરંપરા જીવનનું નૂરાની ( પ્રકાશીત ) શરીર હતું, કે જે કુદરતની વિશાળ છાતીમાંથી દૂન્યાને અંધકારમાંથી પ્રકાશીત કરવા માટે બહાર નીકળ્યું હતું, અને આજ્ઞાનું પાલન એવી રીત્યે જ કરવાનો ઇશ્વરી ઉદ્દેશ હતો એ નિઃશંસય છે એમ માનવાને કારણો અનેક છે.”

વિદ્વાન ફીલોસોફર મી૦ કાર્લાયલ લખે છે કે, " જર્મનીના પ્રખ્યાત મી૦ જુતી આગળ જ્યારે ઇસલામની તારીફ કરવામાં આવી ત્યારે તેણે કહ્યું કે " જો ઇસલામમાં એમજ છે તો પછી હમો સઘળા એનીજ અંદર જીવન કેમ ન ગાળીએ ?" ત્યારે મેં કહ્યું કેઃ—" હા, હમારાથી જે પુરૂષ પોતાના જીવનમાં માન અને પ્રવિણુતાનો ભાગ રાખે છે તે તેનીજ અંદર જીવન ગાળનારો છે. "

હઝરત મોહંમદ કદી પણ મૌનપ્રીય ( ચુપકીદી પસંદ કરનારા ) ન હતા એ નિઃશંસય છે. કારણ કે સૂર્ય, ચંદ્ર અને સઘળી ઐશ્વરી ( કુદરતી ) શકતીઓમાં જે સ્વભાવીક શકતીનો અંશ હોય છે તેનો આપ ( હ. મોહંમદ સ. ) સત્યપણાથી બોધ આપતા હતા અને તેમ કરવામાં પ્રત્યક્ષ ઐશ્વરી ભાષ હતો, કેમકે સર્વ શકિતવાન પરવરદેગારની ઇચ્છા ( મરજી ) શીવાય સૂર્ય, ચંદ્ર અને સર્વ કુરેશીઓ બલકે સઘળું મનુષ્ય જીવન સૃષ્ટિ માંહેની સમગ્ર વસ્તુઓ આપને ચુપ કરી શકતી નહતી. "

" આરબ પ્રજામાં ઇસલામનું આવવું જાણે અંધકારમાં પ્રકાશ આવવા સમાન છે. " અરબનો દેશ પહેલવહેલાં એમનાથી ( હ. મોહંમદ સલ. થી ) સજીવન થયો. આરબો પહેલાં એક બકરાં ચરાવનારી ગરીબ પ્રજા હતી. અને જ્યારથી દુન્યા સરજાઇ, ત્યારથી અરબસ્તાનના વિશાળ

મેદાનમાં ફર્યા કરતી હતી અને કોઈ માણસને તેની આવી ઉન્નતીનો ખ્યાલ વટીક નહોતો તે કોમમાં એક "ઉલુલ અજમ" નામાંકિત પેયગમ્બર એવી વાણી સાથે મોકલવામાં આવ્યા કે જેમના ઉપર તેઓ યકીન (આસ્થા) રાખતા થયા. હવે જુઓ કે, જે ચીજને કોઇ જાણતુંયે નહોતું; તે આખી દુન્યામાં પ્રખ્યાત થઈ ગઇ અને નકાની વસ્તી અતી મોટી સંખ્યામાં બની ગઈ! ત્યાર પછી એક સદીમાં અરબની એક તરફ ગ્રોન્ડા અને એક તરફ દીલ્લી (દેહલી) થઇ ગઇ! અરબની બહાદુરી અને મોટાઈની ચમક અને તેની બુદ્ધીનો પ્રકાશ એક લાંબા સમય સુધી દુન્યાના એક વિશાળ ભાગ ઉપર આજ પર્યંત ઝળકતો રહ્યો! એક એતેકાદ (આસ્થા-શ્રદ્ધા) એક મોટામાં મોટી વસ્તુ છે. જો કોઈ પ્રજા કોઈ વસ્તુ ઉપર એતેકાદ લાવે છે તો તેના વિચારો ફળદ્રુપ થઇ જાય છે. જેમકે જુઓ, તેજ અરબો અને તેજ હ મોહંમદ (સલ.)! અને એજ એક સદીનો જમાનો!! જાણે એક ચણગારી એવા દેશમાં પડી કે જે રેતાળ રણ હતું, છતાં પણ તે રેતાળ રણે ઘણીજ ઝડપ અને જોરશોરથી ઉડી જતા દારૂગોળાની માફક દીલ્લીથી ગ્રોન્ડા સુધી ઉડતા ભડકાઓથી પ્રકાશ પ્રકાશ કરી મુકયો અને જહાલતના અંધકારનો નાશ કર્યો." ઇત્યાદી (જુઓ ધ લેકચર્ઝ ઍન્ડ હીરોઝ).

હઝરત મોહંમદ (સ. અ.) સાહેબના સર્વ ઉમંગો અને. આશા એવી ઉંચ ભાવનાવાળા હતા કે સચ્ચાઈથી સૃષ્ટીમાં ગુજારો (કાળ વ્યતીત) કરવો. વળી તેમના મૂળ પ્રીન્સીપલનો હાક (શોહરો) એજ તેમના જાણુનારાઓમાં તેમની ખુબી (રોઓદ્દાબ)ના રામબાણુ ઇલાજ રૂપ હતું! પરંતુ હજી તો સુકી લીલી સુધી એમની વય પહોંચી ન હશે એટલેજ એમની સર્વ રોશન (પ્રકાશીત) ઉત્કંઠાઓ ખુઆઈ ગઈ! જો કે જે કાંઈ દૂન્યામાં તેમને હિસ્સે બાકી હતું, તે એજ મુદ્દો હતો કે દીન પ્રતીદીન તેમનામાં સુલેહ મોહબ્બત (ઐકયતા) વધતી જતી હતી. તેથી શું તેમણે સુસ્તીનો માર્ગ ગ્રહણુ કર્યો હતો એમ કહી શકાશે? અને શું એમ કહિ શકાશે કે, પ્રથમની સર્વ નેકનામીઓનો ત્યાગ કરી, જે વસ્તુથી ફાયદો ઉઠાવી શકતા ન હતા, તેના હાંસલ (પ્રાપ્ત) કરવામાં ફતેહમંદ ન થયા? "ના, હું મરતાં સુધી એમ કહી શકીશ નહીં."

"વળી બીજી તરફ ઈસલામ બીજા મોટા ધર્મની માફક માનવી તત્ત્વ તરફ નજર કરી ખરેખર ચોકસ રીતે સઘળા માણુસને સરખા ગણુનારો ધર્મ છે. એક મુસલમાનના આત્માનું વજન સંસારના સઘળા રાજ્યાધિકાર કરતાં વધારે લેખાય છે. ઈસલામ પ્રમાણે જોતાં સઘળાં માણુસો એક સરખાંજ છે, ફરી કહીએ તો હઝરત મોહમ્મદનો ધર્મ

એકંદરે એક પ્રકારની ક્રિશ્ચિયાનિટીજ છે. ક્રિશ્ચિયાનીટીની ઉમદા બાબતોનું એક ખરેખર તત્વ તેમાં સમાયલું છે. તે છેલ્લાં બારસો વર્ષથી દુનિયાની આખી વસ્તીના પાંચમા ભાગનો ધર્મ અને જીંદગી સુધીનો સાથી થઈ ચુકયો છે. સૌથી વધારે વાત તો એ છે કે તે એક એવો ધર્મ છે કે લોકો તેને ખરાં અંતઃકરણથી માને છે. અરબ લોકો તે ધર્મ માને છે અને જીવ સાટે તેના ફરમાન પાળે છે. જેવી રીતે મુસલમાનો સમય અને અંતકાળને ધ્યાનમાં રાખીને પોતાના ધર્મને મક્કમપણે વળગી રહે છે તેવી રીતે હાલમાં ગણ્યાગાંઠયા યુરોપીયનો સિવાય બીજા ક્રિશ્ચિયનો પોતાના ધર્મને વળગી રહેલા નથી. રાત્રે કેરો શહેરના મોહોલ્લાઓમાં "કોણ જાય છે" એવું ચોકીદાર જનાર ઈશમને પુછે છે, તો હાલમાં પણ તેને એજ જવાબ મળે છે કે "લાએલાહા ઇલલ્લાહ" (ખુદા શિવાય બીજો અલ્લાહ નથી) ઈસલામ માણુસોના આત્મા અને હજારો લોકોની હસ્તીને પોતાના "અલ્લાહો અકબર" (અલ્લાહ બળવાન) છે ના અવાજોથી ગજાવી મુકે છે. "આપણે હઝરત મોહંમદને એક ખાલી અંતઃકરણવાળા, વેષધારી, લોભી કે તાલીમબાજ કહી શકતા નથી. તેમણે જે સંદેશો દુનિયાને પહોંચાડયો તે ખરો હતો. જો કે તે ગોઠવણી વગરનો હતો તો પણ તે એવા મૂખમાંથી નીકળ્યો હતો કે

જેનો કોઇ પાર પામ્યું નથી. એમના વાક્યો અને કૃત્યો અસત્ય નહોતાં. તેણે કોઈની નકલ કે દેખાદેખી કરી નહોતી. તે અનંત જીવનનું એક નૂરાની શરીર હતું કે જે કુદરતના વિશાળ પટમાંથી દુનિયાને રોશન કરવા માટે આવ્યું હતું. અને ખુદાનો એવોજ હુકમ હતો."

" **હઝરત મોહંમદ** વિષે આપણા ( ક્રિશ્ચિયનો ) માં જે વાર્તાઓ ચાલુ છે કે તે ઢોંગી, જુઠા[1] હતા અને તેમનો ધર્મ પણ એક ઢોંગ અને મૂર્ખાઇનો પંચભેળ સન્નિપાત છે એ વાતો આપણામાં કાંઈ પણ આધાર વગર ચાલુ થએલી અત્યારે આપણને જણાય છે. આપણા ઘણા ઉત્સાહી પુરૂષોએ હઝરત મોહંમદ માટે જે જુઠના ઢગલા ખડકેલા છે તેનાથી આપણી પોતાનીજ હલકાઈ થતી આપણને અત્યારે લાગે છે. આપણાં મનમાંથી એ બધું હવે કહાડી નાખવાનો વખત આવ્યો છે. એમણે ( હઝરતે ) ભાખેલું ભવિષ્ય અત્યારે છેલ્લાં ૧૨૦૦ વર્ષથી ૧૮ કરોડ માણસોના જીવનનો એક માર્ગદર્શક પરવાનો થઈ પડયું છે.

---

૧ અમારા નબી હઝરત મોહંમદ સ. અ. એમના ઉપર આપવામાં આવતા બોહતાનોના ખોટાપણા ઉપર પ્રખ્યાત ઇંગ્રેજ લેખક **મી૦ બાસોર્થ સ્મીથ** સાહેબ લખે છે કે:—"આ શબ્દો અને આવી ચાલચલણ ( રહેણી કરણીવાલી વર્તણુંક ) એક પેગમ્બરીનો જુઠો દાવો કરનારાની હોઇ શકતીજ નથી." ઇત્યાદી.

આ ૧૮ કરોડ માણુસો ખુદાએ આપણા જેવાજ બનાવ્યા છે. માલિકે પેદા કરેલાં પ્રાણીઓની મોટી સંખ્યા અત્યારે કોઈ પણ પુરૂષનાં વચન કરતાં **હઝરત મોહંમદના વચનને** વધારે માને છે. જે હકીકતને માલિકે પેદા કરેલાં પ્રાણીઓ સૈકાના સૈકાઓથી માનતાં આવ્યાં છે તેને અત્યારે આપણે ઘડી કહાડેલી જાદુઈ ઇંદ્રજાળનો તમાસો કેમ માનવો ?" ઈત્યાદિ.

(જુઓ હિરો એન્ડ હીરોઝ વર્શિપ લેક્ચર ૨ જું.)

## ઈસલામનું સામર્થ્ય.

(૫૧)

જાણીતા હિન્દુ સાક્ષર રા. **મણીભાઈ નભુભાઈ દ્વિવેદી** રચિત "**સુદર્શન ગદ્યાવલી-રાજ્ય અને ધર્મ**"ના પાન ૫૧૭ માં લખે છે કે:—ક્રીશ્ચીઅન ધર્મની પ્રવૃતિ પછી એશિયામાં હઝરત **મોહમ્મદ** (સ. અ. વ.) પેગમ્બરે પ્રવર્તાવેલા ઇસલામનું સામર્થ્ય પણ જોવા જેવું છે. જે ધર્મભાવના હ. **મોહમ્મદ** (સ. અ. વ.) મે જંગલી આરબોને સુમાર્ગે લાવવા પ્રવર્તાવી તેના મહિમા વડે છેક પેકીનથી તે પેરિસ સૂધી એકવાર ઈસલામનું સામ્રાજ્ય થયું; તે કાલે સારામાં સારાં વિદ્યાકલા, આદિ હતાં તે એ સા-

મ્રાજ્યના ઓલમાઓના હાથમાં આવ્યાં; તેમાં તેમણે ઘણો વધારો પણ કર્યો."

## હમારા નબી અને ઓ૦ સર ગોખલે.

( ૫૨ )

મરહુમ **ઓ૦ સર ગોપાળ ક્રિષ્ણ ગોખલેએ** લાહો-રના ટાઉન હૉલમાં તા. ૧૮ ફેબ્રુઆરી સને ૧૯૦૭ ના દિને જે ભાષણ કર્યું હતું, તેમાં એમ પણ જણાવ્યું હતું કેઃ—"ઇસ્લામી ધર્મમાં ડેમોક્રેસી ( પ્રજાસત્તાક રાજ્ય ) તેમજ એક સરખાપણાનો ઉત્સાહ એવી રીતે સમાયલો છે કે, એક નીચા દરજ્જાનો મુસલમાન પણ માન મરતબા વાળી મહાન ટોંચ ઉપર કે જેની ઉપર પહોંચવાની તે લાયકાત ધરાવતો હોય તો ખુશીથી પહોંચી શકે છે ! એ ખાસ બાબતની અંદર દુનિયાની કોઈ પણ સોસાયટી ઇસ-લામનો મુકાબલો કરી શકતી નથી " વિગેરે.

## હમારા નબી અને મી૦ એડવર્ડ ગીબન.

( ૫૩ )

વળી હમારા નબી પાક હઝરત મોહમ્મદ ( સ. અ. ) માટે એમ પણ કહેવામાં આવે છે કે પોતે જુલમ ગુજા-રનારાઓમાંના એક હતા. પણ આ તેમના ઉપર મુકવામાં આવતો આક્ષેપ બીલકુલ વજુદ વીનાનો છે. ઉલટ આપ

કેટલા રહમ દીલ અને જુલમ ગુજારાને તોડનારા હતા તે નિચલા દ્રષ્ટાંત ઉપરથી સેહેજે જોઈ શકાય એમ છે:—

**"ધ ડિક્લાઈન ઑફ ધ રૅામન એમ્પાયર"** નામના પોતાના પુસ્તકમાં જાણીતા તવારિખનવેશ **મી० એડવર્ડ ગીબન** નામના વિદ્વાન અંગ્રેજ લખે છે કે:—

"તેમણે ( હઝરત મોહમ્મદે ) ખુદાના તખ્ત આગળ અરબસ્તાનની મૂર્તિઓ તોડી નાખી, માણસના ભોગને બદલે નમાઝ, રોઝા અને ઝકાત જેવી નિર્દોષ ચીજો કાયમ કીધી; અને અભાગ્યુ માણુસો સમજી શકે તેવી રીતે કયામતના દિવસના સવાબ અને અઝાબ સમજાવ્યા. પોતાની ઉમ્મત ( માનનારા )માં ભાઈચારો અને સખાવતનાં બી રોપ્યાં, સદ્‌ગુણુની ભલામણુ કરી, વિધવાઓ અને અનાથો ( બેવાઓ અને યતીમો ) પર થતા જુલમ અને ગેરઇન્સાફ ઉપર કાયદા કાનુનથી અંકુશ મુકયો, અરબસ્તાનની તમામ કોમોએ એકજ ધર્મ એખત્યાર કર્યાથી કુસંપનાં બી નાબૂદ થયાં, અને આખા દેશમાં એકજ પ્રજા સંપથી રહેવા લાગી"

"તેમણે ( મોહંમદ સ. અ. ) મે મુસલમાનોમાં નેકી અને પ્રીયતા પ્રતિનો આત્મા કુંકી દીધો, અરસપરસ ભલાઈ કરવાનું શિક્ષણુ આપ્યું અને પોતાના હુકમો તથા શીખામણોથી બદલો લેવાની ઇચ્છા શીવાય, વિધવાઓ અને યતીમો ( અનાથો ) ઉપર થતા જોર જુલમોનો અટકાવ

કરી દીધો. જુદી જુદી પ્રજાઓ જે એતેકાદ (આસ્થા) ની રૂએ એક બીજાથી વિરૂદ્ધ હતી, તે પણ એમની તાબે-દારી કરવામાં તથા એમની આજ્ઞાઓનું પાલન કરવામાં એકગાંઠ–એકસંપ-થઇ ગઇ ! અને ખાનગી ઝગડાઓમાં જે શુરવિરતા વાપરવામાં આવતી હતી તે બીજા દેશોની સર-ખામણી કરવા તરફ વલણ લેવા લાગી."

એજ અંગ્રેજ વિદ્વાન પોતાની રોમન તવારીખના ૬ ઠ્ઠા ભાગના ૫૦ માં પૃષ્ટના પ્રકરણમાં લખે છે કે, "હરેક ધ-ર્મમાં ધર્મના બાની મહા વિદ્વાન ધર્મ ઉપદેશકની આદત (રહેણી કરણી)માંજ સર્વ તેની લખેલી જાહેર બીનાઓ સંપૂણ સમાપ્ત હોય છે. તેવીજ રીતે હ. **મોહમ્મદ** (**સ. અ.**) સાહેબના તમામ વચનો, જાણે સાચા રસ્તાની સોનેરી નશીહતો છે. અને તેમના કાર્યો નેકીના નમુના રૂપ છે.[1] તેમને માટે કેટલીક નામાંકિત નારીઓ અને મીત્રોએ એમના ઘણા છુપા અને પ્રત્યક્ષતા (સાક્ષાતપણા) ના અસરકારક તમામ ચિન્હો લખી રાખ્યા છે."

---

૧ પંજાબવાળા પ્રખ્યાત **મી૦ રાયગન** સાહેબ એક જગ્યા-એ લખે છે કે, "એક અભણ માણસ તમામ દુન્યા માટે એવા કાયદા કાનુનો બાંધી જાય કે જેની બરાબરીનો મુકાબલો મોટા મોટા આજના તત્વજ્ઞાની વિદ્વાનો અને વળી તીવ્ર બુદ્ધિના લોકો કરી શકતા નથી તેમ કરી શકશે પણ નહી. ઉલટ તેના કાયદા કાનુનો એકે અવાજે સર્વ માન્ય થઇ પડયા છે."

"હઝરત **મોહમ્મદ** (સ. અ.) નો ધર્મ કોઈ પણ રીતના શક અને સંદેહથી પવિત્ર અને સ્વચ્છ છે. કુરઆન એ ખુદાની એકતા ઉપર એક અતિ શ્રેષ્ટ શાક્ષીરૂપ છે. મક્કાના પયગમ્બરે મૂર્તીઓ, મનુષ્યો, તારાઓ અને ગૃહોની પુજાને જબરદસ્ત દાખલા દલીલોથી રદ કરી દીધી ! એક વસ્તુ ઉદય થઈ અસ્ત થઈ જાય છે અને જે બનાવટી છે તે ફના થઈ જાય છે. વળી જે ઉતરતું છે તે મટી જાય છે એમ સાબેત કરી આપી, તેણે પોતાની ખરેખરી મેહેનતથી મનુષ્યોનાં અંતઃકરણમાં પેદાયશના માલેકને એવો વજુદ મનાવ્યો છે કે, જેની શરૂઆત તેમજ છેવટ મળતું નથી ! તેમજ તે કોઈ પણ દેખાવમાં સમાયલો કે કોઇ પણ ઘરમાં રહેતો નથી એવું અંતર્યામી પણ સર્વ વ્યાપક સ્વરૂપ બતાવી આપ્યું છે. એટલે કોઈ પણ તેના જેવો બીજો નથી કે જેનો દાખલો આપી શકાય ! તે હમારા અતી છુપા વિચારો ઉપર પણ કાબુ ધરાવી શકે છે અને કોઈ પણ કારણ વિના તે જ્યાં ત્યાં મોજુદ છે. એક બીજા સાથની પ્રીતિ અને અક્કલનો પુરેપુરો નમુનો જે તેને એકલાને હાંસલ છે તે તેને પોતાનીજ જાતથી હાંસલ છે. તેના મોટા મોટા હકોને પયગમ્બર પ્રખ્યાતીમાં લાવ્યા. અને તેના માનનારાઓએ અતી મજબુતી સાથે તેનો સ્વીકાર કર્યો. કુરાનની તફસીર કરનારાઓએ અતી **અક્કલમંદી** સાથે શ્રેષ્ટતાથી તેનો ખુલાસો કર્યો. અને એક હકીમ કે જે

ખુદાના વજુદ અને સીફતો ઉપર આસ્થા રાખનારો હોય તે મુસલમાનોના ઉપલા યકીદાને એટલું કહી શકશે કે, તે એવી આસ્થા છે કે, જે "હમારી ચાલુ અક્કલ અને અક્કલના અવ્યવોથી પણ વધારે છે." કારણ કે જ્યારે હમોએ એક જોયલી વસ્તુને, વિચારોની હીલચાલ, એક બીજા સાથે સંબંધ અને ચીંતાની બાબતોથી દુર કરી દીધી, ત્યાર પછી હમારા વિચારવા તથા સમજવાને માટે કાંઈ પણ ચીજ બાકી રહી તે માત્ર એટલીજ અને તે પણ એક "**અસલ અને પેહેલી ખુદાની જાતજ છે**" જેની બીના અક્કલ અને વહી ( ખુદા તરફની કશી ચીજની ગેબી સમજ ) અને હઝરત મોહંમદ ( સ. અ. ) ના વર્ણન ઉપર છેવટે પહોંચ્યા. જેથી તેને માનનારા હિંદુસ્તાનથી લઈ મોરોકકો સુધી "સુન્ની"ના લકબથી આબરૂ મેળવી ચુકેલા લખો મુસલમાનો, તસ્વીરો ( છબી )ને નહીં માનવાનું સમજીને મૂર્તીપુજાના ભયથી મુક્ત થયા."

## પ્રોફેસર મૉર્સ અને હમારા નબી.

### ( ૫૪ )

પ્રોફેસર મૉર્સ સાહેબ લખે છે કેઃ—ખ્રીસ્તીઓ તે સમયે ખરાબા અને નીચાણના એવા તો ઉંડા ખાડામાં પડી

ગયા હતા કે તેમાંથી તેઓને આ અરબી શાદ વગર બહાર કાઢી શકાય એમ ન હોતું. જે શાદ અરબ દેશના પશ્ચીમ ભાગના "હર્રા"ના ગુફામાંથી આવ્યો અને ખુદાની ઐક્યતાનો કલમો કે જેનેથી યુનાનીઓ સાફ સાફ ઈન્કાર કરતા હતા. તે અવાજે દુન્યામાં એક નવું અજવાળું કર્યું અને તે એવી શ્રેષ્ટતા સાથે કર્યું કે જેનું વર્ણન સ્પષ્ટ રીતે સેહેજે થઈ શકે તેમ ન હતું."

"ઘણો લંબાણ અને જ્યાં સુધી અક્કલ પહોંચી શકે ત્યાં સુધી ખ્રીસ્તી ધર્મ ઉપર વિચાર કરવામાં આવે તો ઘણું કરી એક ફીલોસોફર ઇસલામી મજહબની શ્રેષ્ટતા અને સાદાઇ તથા વગર અભીમાની ઉપર બળાપો કરી હાય મારી અફસોસ કરશે કે, મારો ધર્મ એવો કેમ થયો નહીં ! કે "**લાએલાહા ઈલલલ્લાહો મોહમ્મદુર રસુ-લુલ્લાહ**" યાને કે "હું ઈમાન લાવું છું ખુદા ઉપર અને તેના રસુલ હ૦ મોહંમદ (સ. અ.) ઉપર" એવા પવિત્ર કલામનો હું ભોક્તા થાત !"

## શું ઇસ્લામ જોરજુલમથી ફેલાયો છે ?

( ૫૫ )

જાણીતા ઇંગ્રેજ તવારીખનવેશ **મી૦ હાલ્મ** લખે છે કેઃ—"ઈસલામ ધર્મ ખુદાના સેવકો સમક્ષ રજુ કરવામાં

આવ્યો છે તે કદી પણ તેઓની પાસે જોરજુલમથી કબુલ કરાવવામાં આવ્યો નથી."[1] ઈત્યાદી.

## મી૦ બાસોર્થ સ્મીથ અને હમારા નબી.

( ૫૬ )

પ્રખ્યાત **મી૦ બાસોર્થ સ્મીથ** એમ. એ. પોતાના પુસ્તક "**ધી મોહંમડ એન્ડ મોહમેડનીઝમ**"માં ઈસલામ અને હ. મોહંમદ ( સ. અ. ) સાહેબના ઘણા વખાણ કર્યા પછી જણાવે છે કે, "ઈસલામનો અર્થ ખુદાની ઈચ્છા અને આજ્ઞા ઉપર નમ્રતાથી યકીન લાવવાનો અને તે ઉપર સંતોષી રહેવાનો" થાય છે અને તેથી મુસલમાનોની જીંદગી ગાળવાની રીતી પણ એજ છે. ટીકાકારો એવી ટીકા કરી શકે છે કે આ બન્ને મૂળતત્વમાં એવી કહી વાત છે કે જે વિશે એમ કહેવામાં આવે કે તે નવી હતી ? અથવા મોહંમદ ( સ. અ. ) સાહેબનેજ સુઝી હતી ? નિઃશંસય છે કે એ વાતમાં કાંઈ નવું નહતું ! બલકે એ વાતો એવી પુરાણી હતી કે, ગોયા હ. મુસા ( અ. સ. )

---

૧ જેમકે ખ્રીસ્તીઓએ "દુન્યાના જે દેશો તેમનો (ક્રિશ્ચિયન) ધર્મ ન માને ત્યાં **આગ અને તલવાર** લઈ જવા માટે ૧૩ વહાણો, ૧૨૦૦ માણુસો અને ૮ મીશનરીનો એક કાફલો મોકલ્યો હતો." ( જુઓ ઍન્ડરસનની "શૉર્ટ હિસ્ટ્રી ઑફ ધી બ્રીટીશ એમ્પાયર" પૃષ્ટ ૨૫ પેરેગ્રાફ ૧ ).

નો જમાનો! બલ્કે આગળ વધી કહું તો ખરેખર એ વાત એવી જુની પુરાણી છે કે, જાણે હ. ઈબ્રાહીમ (અ. સ.) ના જમાનાની વાત! કારણ કે હ. મોહંમદ (સ. અ.) એમણે પોતે વારંવાર અતી ગંભીરતાથી ફરમાવ્યું છે કે "હું આરબો માટે કોઈ નવીન વાત લઈને જાહેર થયો નથી, બલકે માત્ર હ. ઈબ્રાહીમ (અ સ.) ની શરીઅતને બીજીવાર સજીવન કરવા આવ્યો છું. જે શરીયત હમેશા અહીં ચાલુ હતી; પણ તે સર્વ લોકો ભૂલી ગયા છે અથવા તેનેથી ગાફેલ થઇ ગયા છે." કોમથી ગમગીન (નાખુશ) યાહુદીઓ અને માંહોમાંહે લડનારા ત્રણ ખુદાને માનનારા ખ્રીસ્તિઓ અને ભિન્ન ભિન્ન પ્રકારના શ્રેષ્ટ પદાર્થોનું પુજન કરનારાઓમાં કોઈ નવી વાત શીખાઠવા માટે નહીં પણ તેઓ જે જુની–પુરાની વાત ભૂલી ગયા હતા તે યાદ અપાવવા માટે અરબ ભૂમીમાં એક ઉંટ હાંકનારો આવ્યો! અરબ ભૂમી ઉપર ૨૦૦૦ વર્ષ પહેલાં એક એવો માણસ (મુસા અ. સ.) કે જે જંગલમાં (પોતાના સસરાની) બકરીઓ ચરાવતો હતો તેને આકાશ વાણીનો ચાનક આપનારો સંદેશો મળ્યો કેઃ—"હું છું જે હું છું. સાંભળ હે! ઈસરાઇલ, અમારો માલીક ખુદા, એક ખુદા છે. જો અને હું ત્હારી જીભ સાથે હોઈશ. અને શીખંવાડીશ, તા'રે જે કાંઇ કહેવું

હોય !" આ શબ્દો સાંભળીને તે માનવંતી પ્રજા આ-ફ્રિકાથી એશીયામાં ચાલી ગઈ, ગુલામો આઝાદ ( છુટા ) થઈ ગયા અને એક વિશાળ ખાનદાન એક કોમની એક પ્રજા બની ગઈ! પછી એજ અરબની ભૂમી ઉપર વળી પાછો એજ અવાજ એક બીજા બકરીઓ ચરાવનાર હ. મોહંમદ ( સ. અ. ) ને આવ્યો અને એવી ચમત્કારીક રીતે તે અવાજ આવ્યો કે, દુન્યાને સામાન્ય રીતે ફાયદો પહોંચાડનારા પહેલાંના અવાજ કરતાં કોઈ પણ પ્રકારે ઓછો નહતો. એટલે " **અલ્લાહો અકબર. લાએલાહા ઇલ્લલ્લાહો મોહંમદુર રસુલુલ્લાહ** " તે રીશાલત કબુલ કરવામાં આવી અને ખુદાનો સંદેશો જાહેર કરી દેવામાં આવ્યો. અને એકજ સદીમાં તે અવાજના પડઘા એડનથી સ્પેન ( અન્તાકીયા ) સુધી અને સીવેલથી સમરકંદ સુધી પડવા લાગ્યા. અને આ સર્વ દેશોએ તેની સત્યતાને માની લીધી. જે અદ્યાપિ જેમની તેમ ચાલુ છે."

" યાહુદીઓના પેગમ્બરો, સૅન્ટ ઍન્ટોની, સૅન્ટ બૅની-ડીકટ, જોન ઑફ આર્ક, સૅન્ટ થેરસા, સ્વીડનબર્ગ, બલકે ખૂદ લૂથરની માફક હઝરત મોહમ્મદને પણ કાંઈ નજરે પડતું હતું. દરેક જણુ જાણે છે કે, લૂથરને પ્રત્યક્ષ આકા-રવાળી આકૃતિઓ દેખાતી હતી. એટલે સુધી કે એક વ-ખત તેણે સેતાનને નજરે જોયાથી તેના તરફ ખડીઓ માર્યો

હતો. જ્યારે લૂથર જેવા માણુસ ઉપર તેની આવી કલ્પના શક્તિ માટે કાંઈ આરોપ મૂકવામાં આવતો નથી તો પછી બીજાઓ ઉપર શા માટે મુકવામાં આવે છે? હઝરત **મોહમ્મદ** (સ. અ. વ.) જે જોતા હતા તે કેહેતા હતા. અને બેશક તે જોતા હતા. પછી તે કલ્પના શક્તિને લીધે હોય કે કોઇ બીજી રીતે હોય. જો કોઈ ચીજના ખરાપણા ઉપર વિવેચન કરવા તેનાં પરિણામો ગ્રાહ્ય કરવામાં આવે તો જે કાંઈ હઝરત મોહમ્મદ (સ.) જોતા હતા તે બેશક ખરૂં હતું અને તેથી તેમના મહત્વનાં કામને ઘણો ટેકો મળતો હતો."

## હમારા નબી અને મી ડૉસ.

(૫૭)

યુરોપનો જાણીતો જરમન ઐતીહાસ વક્તા મી૦ **ડૉસ** લખે છે કે, "હર્ષ અને શોક, હિમ્મત અને શુરવિરતા એ બન્નેનો નજીવો (નહીં જેવો) અને ધીમો અવાજ કે જે અત્યારે આપણી કર્ણેંદ્રિયે અથડાઇ રહ્યો છે, તેનો હ. મોહંમદ (સ. અ.) સાહેબના સમયમાં પુરેપુરી રીતે પોકાર સંભળાતો હતો. તે સમયે હ. **મોહંમદ** (સ. અ.) સાહેબને સર્વથી છટાદાર અને અલંકારિક રીતે બોલનારાઓ સાથે બરાબરીજ કરવી પડી નથી; બલકે તેમને સર્વે ઉપર સરસાઇ લઇ જવી પડી હતી. અને તેને પોતાની વાણીની

છટાદારી અને અલંકાર કૃતીને પોતાની રીસાલતની સચ્ચાઈના દાવાની દલીલ બનાવવી પડી હતી. ” અર્થાત:—

હ. મોહમ્મદ (સ. અ.) ની આગળના કવીઓએ આશકોને છાજે તેવાં ઘણા કાવ્ય કહ્યાં હતાં. જેમકે “ અંતરા ” કે જેનો પ્રેમ મોટાં દાસ્તાન રૂપે લખાયલો છે અને “ અમર–ઉલ–કયસ ” કે જેને હ. મોહમ્મદ (સ. અ.) એમણે અરબ શાએરોનો સરદાર, પણ જહન્નમ તરફ દોરવનાર કહ્યો છે તેણે પ્રેમ ઉપર ઘણા સારા અને ઉમદા કાવ્યો લખ્યા છે. તેણે શરાબ–કવાબ અને નાજુક માશુકોના વખાણ કરવામાં ( ફસાહત અને બલાગત ) અલંકાર અને છટાદારીના સમુદ્ર વહેવરાવી દીધા છે, પણ હ. મોહમ્મદ (સ. અ.) એમણે તેવા કાવ્યો લખ્યા નથી. તેઓએ કોઇ આશકની ગઝલ લખી નથી તેમ આ ક્ષણભંગુર સૃષ્ટિના દુઃખ-સુખ વિષે, અથવા અરબસ્તાનની શુરવિરતા ભરી તલવાર વિષે, અથવા અરબોની અદેખાઈ વિષે, અથવા તેઓથી બદલો લેવાની ઇચ્છા વિષે, કોઈ કોમ અથવા કબીલાની તથા તેઓના બાપદાદાની બહાદુરી વિષે કોઇ કાવ્ય લખ્યું નથી. વળી કોઈ એવો લેખ પણ તેમણે લખ્યો નથી કે જેથી તેમની આગળ મનુષ્યદેહી કાંઈ લેખાંમાં નથી એમ જણાય; પરંતુ મનુષ્યપણું એ સમુળગું નાશ પામવુંજ છે એમ દેખાડી આપ્યું છે.

અર્થાત:—"તેમણે લોકોને કાવ્ય કે કાવ્ય પદ્ધતિ શીખવવાનું જ્ઞાન આપ્યું નથી. તેમણે તો ઈસલામ શીખવ્યો છે અને તે એવી રીતે કે આકાશ અને પૃથ્વીના પડોને ઉથલાવી ઉથલાવી સ્વર્ગ અને નર્ક (જહન્નમ અને દોજખ) દ્રષ્ટિ મર્યાદા સમક્ષ લાવી દેખાડી આપ્યું."

## એક મોઅજેજા રૂપ કુદરતી બનાવ.

(૫૮)

તવારીખના જાણીતા અભ્યાસી અને સર્વ ધર્મના એક અનુભવી પ્રો. **મેક્ષમુલર સાહેબ** "એન સાઇકલો પીડીઆ બ્રીટાનીકા"માં હઝરત મોહંમદ (સ.) વિષે એક જગ્યાએ લખે છે કે, "એક ધાર્મીક જુસ્સાનો ભડકો એક જંગલમાંથી ઉઠે અને ઘણીજ ટુંક મુદ્દતમાં આશ્ચર્યકારક રીતે આખાં એશીયા ખંડમાં તેની ઠંડી અગ્ની પ્રગટાવી દે અને તે એવા એક અંતઃકરણમાંથી બહાર પડે કે જેની અંદર તેની ગરમીનો બીલકુલ અંશ પણ ન હોય! એ એક ખરેજ મોઅજેજા રૂપ કુદરતી બનાવ લેખાવો જોઇએ.

## હમારા નબી અને ડૉ૦ સ્પ્રીન્ગર.

(૫૯)

જાણીતા અંગ્રેજ લખનાર અને વક્તા ડા૦ સ્પ્રીંગર સાહેબ "ધ લાઈફ઼ ઑફ મોહંમદ" નામના એક

પુસ્તકના ૮૯ માં પૃષ્ટમાં લખે છે કેઃ—" હ. મોહંમદ (સ. અ.) સાહેબ અતી **ચાલાક બુદ્ધિના અને અતી મહાન મરતબાના મહાન પુરૂષ હતા.** ઉત્તમ વિચાર ગૌહરો ધરાવનારા અને સ્પષ્ટ વિચારોના આશક હતા. તેમના ખ્યાલમાં દરેક સમયે ખુદા પાકનોજ ખ્યાલ (વિચાર) રમ્યા કરતો હતો. તેમને (હ૦ ને) ઉદય થતા સૂર્ય અને મેહવૃષ્ટિના પ્રતાપથી ઉગી નીકળતી લીલોતરી સુદ્ધાંમાં ખુદાનીજ કુદરત દ્રષ્ટિ સમક્ષ રજુ થતી રહેતી હતી. એટલુંજ નહીં પણ વિજળીના ચમકારા, વાદળાંની ગર્જના, પાણીના સુસવાટા અને પક્ષીઓના સુંદર ચહચહાટમાં પણ ઇશ્વર (ખુદા)ની જ પ્રાર્થના અને તેમનોજ અવાજ સંભળાતો રહેતો હતો, અને સુંસામ જંગલ બીયાબાનો, પુરાણા શહેરોની ખંડેર ઇમારતોના જીર્ણ ભાગોમાંથી વટીક ઇશ્વરી ક્રોધનાજ ચિન્હો જણાતાં હતાં.[1]

---

૧ વળી એજ ડાકટર સ્પીંગર સાહેબ " એસાબા "ની પ્રસ્તાવનામાં લખે છે કે, રિવાયતના વર્ણન કરનારાઓની હાલત જાણવાની વિદ્યા વિષે મુસલમાનો જેટલી કાંઇ મોટાઇ કરે તે ઘટતી છે. કારણ કે કોઇ વર્ણન નહીં થઈ શકે કે જેણે મુસલમાનોની માફક ૧૨૦૦ વર્ષના મૌલવીઓની જીંદગીનો હાલ લખ્યો હોય. ને ૫ લાખ મૌલવીઓની હાલત એમની કીતાબોમાંથી મળી આવે છે.

(જુઓ " તોહફતુલ હિન્દ " પૃષ્ટ ૩૫)

## અઝાંનની મધુરતા અને મી૦ ચૅમ્બર.

( ૬૦ )

**મી૦ ચૅમ્બર** નામનો જાણીતો તવારિખ નવેશ પોતાના "ધી ચેમ્બર્સ એન સાઈક્લો પીડીઆ" નામના કિમતી પુસ્તકના ૬ ઠા પૃષ્ટમાં "અઝાન"ની તારીફ કરતાં લખે છે કેઃ-

"અઝાન પોકારનારનો સ્વર જે ઘણો સાદો અને ખુશનુમા અને મનહર હોય છે. તે દીવસે લોકોની ગરબડ હોય છે તોપણ મસ્જીદની ઉંચાઇ ઉપરથી ઘણો મધુર લાગે છે, અને રાત્રીના શાંત સમયે તો તેની અસર તે કરતાં પણ વધારે અજાયબ કાવ્ય શક્તિવાળી હોય છે. આને માટે યુરોપના લોકો પણ (ઇસલામના) પેગમ્બરને આ બાબતમાં મુબારકબાદી આપ્યા સિવાય રહેતા નથી. કારણ કે તેમણે માણસના જીવતા જાગતા અવાજને યાહુદીઓના બ્યુગલ અને ક્રિશ્ચિયનોના ઘંટનાદ કરતાં શ્રેષ્ટ ગણ્યો છે.

## ઈસ્લામની ન્યાય વૃત્તી.

( ૬૧ )

વળી હમારા નબી પાકની નરમદીલી, સમાનભાવ અને ન્યાયવૃત્તી સંબંધમાં "**હિસ્ટોરિકલ રિવ્યુ**" નામના

એક પરધર્મી માસીકના પાન ૩૧૧ ઉપર મી૦ ઍરફિલ્ડ નામના એક અંગ્રેજે લખેલો ફકરો નીચે પ્રમાણે પ્રગટ કરવામાં આવ્યો હતો:—

" જેવી વર્તણુંક ક્રિશ્ચિયનોએ કુરઆનના અનુયાયીઓ (મુસલમાનો) પ્રત્યે ધારણ કરી હતી, તેવી વર્તણુંક જો મુસલમાનોએ ક્રિશ્ચિયનો પ્રત્યે ધારણ કરી હોત તો પૂર્વમાં ક્રિશ્ચિયન ધર્મનું નામ નિશાન પણ મટી જાત એ બનવા જોગ હતું."

## હમારા નબી અને મી૦ હેગીન્સ.

(૬૨)

વિદ્વાન **મી૦ ગૉડફ્રી હેગીન્સ** સાહેબ " ઍપોલોજી ફૉર મોહમ્મદ"માં લખે છે કે:—" ઘણું કરી દુરાની રાજ્ય એટલે રૉમન શેહેનશાહતનો પુર્વ તરફનો ભાગ જેવો સાતમી સદીની શરૂઆતમાં હતો તેવો કોઇ પણ કાળે ખરાબ અને તબાહ હાલતમાં ન હશે! રોમના હાકમોની અશક્તિને લીધે તેમનાં રાજ્યનો માત્ર ઉપર ઉપરનોજ દેખાવ હતો. અને પાદરીઓની કડવાશ અને ખરાબીને લીધે ખ્રીસ્તી ધર્મ એટલો તો ખરાબીમાં આવી ગયો હતો કે, અતી મુશ્કેલી સાથે સમજમાં પણ આવતો હતો! જો કે એની સાબેતી ખુલ્લી ન હોત તો એનો કોઇ પણ રીતે વિશ્વાશ કરવામાં આવત નહીં. કારણ કે, બેશુમાર ટોળાં-

ઓની શત્રુતા એક મોટા દરજ્જા ઉપર પહોંચી ગઇ હતી! અને એકસંપીનું કુલ્લે ખોખું હાલી ગયું હતું! જેથી કસ્બાઓ અને શેહેરોમાં લોહીની નીક વહેવા લાગી હતી! હ. જીસસ ક્રાઇસ્ટે આગાહી કીધી કે, "હું મારી સાથે સુલેહ લાવ્યો નથી; પરંતુ તલવાર લાવ્યો છું." તે સમય એવો અંધાધુંધી ઉપર આવ્યો કે પત્નીને પોતાના પતીથી અને પીતાને પુત્ર જોડે શત્રુવટ પેદા થઇ ગઇ! દરેક ખાન્દાનમાં જુદાઇઓ પડી ગઇ! અને એકસંપીએ રૂખશદ લીધી! ધાર્મીક કાર્યો ગાંડા, હલકા, સખત અને નહીં સમજી શકાય તેવાં હતાં, જેથી કરી રોમન રાજ્ય ઉલટપાલટ થતું હતું. તેવા સમયે એક દુરદરાજ અને વગર ઓળખાયલો અરબ દેશનો ખુણો જે ઉપલા દેશના ફિશાદોથી ઘણો દૂર હતો; ત્યાંથી મોહંમદી ધર્મ પેદા થયો, અને તેણે ભવિષ્યમાં જેમ તોફાની વા, ધુળ અને ધુળના ગોટાઓને સાફ કરે છે તે પ્રમાણે અવ્યવસ્થીત રાજ્યો, સલતનતો અને રશમોને પોતાની આગળ ધરી લીધી, અને તે તોફાની વાદળને એવી રીતે વિખેરી નાખ્યું કે પવનના ઠંડા સપાટાથી જેમ ધુળ ખશી જઈ માર્ગ ચોખો કરે છે તેમ કરી નાખ્યું!"

"ખ્રીસ્તીઓએ એ વાતને યાદ રાખવી અવશ્ય જરૂરી છે કે, હ. મોહંમદ (સ. અ.) ના સંપ્રદાયે (ફીરકાએ) જે પ્રકારના ધાર્મીક પ્યારનો નીચો (પ્રેમી કેફ) પોતાના

શિષ્યોમાં ઉત્પન્ન કર્યો છે, તેવો ઇસુના શરૂઆતના શિષ્યોમાં શોધવો નકામો અને વ્યર્થ છે. અને તેથી એમનો ધર્મ એટલી ઝડપથી પ્રસર્યો છે કે તેની બરાબરી ખ્રીસ્તી ધર્મમાં નથી. જેમકે અર્ધી સદીથી પણ ઓછા સમયમાં ઇસલામ ધર્મે આલીશાન ( ભવ્ય ) અને જાહોજલાલીભરી સલતનતો ઉપર વિજય મેળવ્યો ! ક્રાઇસ્ટને જ્યારે વધસ્થંભ પાસે લઇ ગયા ત્યારે તેના શિષ્યો નાશી ગયા ! અને પોતાના સરદારને મોતના પંજામાં મુકી છટકી ગયા ! ! તો માનો કે તેનું રક્ષણ કરવાની શું તેમને મનાઇ હતી ? તોપણ તેને દીલાસો આપવા માટે હાજર રહેવાની અને તેને અને પોતાને દુઃખ દેનારાઓને ઉદ્દેષવાના તો મનાઇ ન હતી ! ! પણ સાબાશ છે હ૦ **મોહંમદ** ( સ. અ. ) ના **શિષ્યોને કે જેઓ પોતાના દુઃખી પેગમ્બરની આસપાસ સંકટ સમયે પણ સાથે રહ્યા** ! અને તેના રક્ષણાર્થે પોતાના જીવોને જોખમમાં નાંખી તેના સમગ્ર શત્રુઓ ઉપર તેમને ફતેહમંદ ( વિજયી ) બનાવ્યા. "

"વળી એજ અંગ્રેજ વિદ્વાન જણાવે છે કે,—" ઈસલામ ધર્મનો પ્રચાર માત્ર તલવારનાજ બળવડે થયો છે એમ માનવું મહા મોટી ભૂલ છે."

**હમારા નબી અને મી૦ નારાયણ હેમચંદ્ર.**

**( ૬૩ )**

હમારા નબી હઝરત **મોહંમદ** ( સ. અ. ) કેટલા

દયાળુ દિલના હતા અને જેને લઇને પોતાનું શિક્ષણ પણ કેટલી દયા, નરમ દિલી અને શાંતપણું શીખવે છે તે વિષે મરહુમ વિદ્વાન **મી૦ નારાયણ હેમચંદ્ર** "હઝરતના જીવન ચરિત્ર"ના પાન ૧૫૦ ઉપર લખે છે કેઃ—

"અબુ–જેહેલ જે હઝરતની સાથે ઘણી અદાવતો રાખતો હતો તે પોતાની મગરૂબીનો ભોગ થઇ પડયો. શત્રુઓને પોતાનાં કરતુકનાં ફળ ચાખવાં પડયાં. તેમને માટે જે 'કાંઇ શખતી કરત તે વ્યાજબી હતી. પણ મદીનાના લોકો હઝરતના શિક્ષણથી દયા કરતા શીખ્યા હતા. તેમણે કેદીઓનું રક્ષણ કર્યું અને તેમને જોઇતી સગવડ કરી આપી. તેઓ સુખેથી રહે, ખાવાપીવા તથા પહેરવા ઓઢવાની બાબદમાં કાંઇ તકલીફ ભોગવે નહી વિગેરેની તજવીજ કરી, પોતાનું ખાવાનું તેમને આપી પોતે ખજુર ખાઇને રહેવા લાગ્યા. આખરે કેદીઓ પણ પોતાના સ્વદેશી બંધુઓ હતા. તેથી તેમના પ્રત્યે હઝરતની પ્રીત ઉભરી આવી. તેમણે તેમને છોડી મુકવાનું ફરમાવ્યું તે ઉપરથી તેમનામાંના ધનવાનોએ ધર્માદા ખાતે પૈસા આપવાનું, કેટલાકે ગામના છોકરાઓને ભણાવવાનું, અને કેટલાકે હઝરતના સામે કદી હથીઆર નહીં ઉઠાવવાનું કબુલ કર્યું. તેઓ મુસલમાનોની પરોપકારી બુદ્ધિ જોઈ એટલા બધા ખુશી થયા કે તેમનાંમાંથી એકે કહ્યું કે "મદીનાવાસી

ઓનાં સુખ કાયમ રહો ! તેમણે પોતે પગે ચાલી અમને બેસવા ઘોડા આપ્યા, અને પોતે ખજુર ઉપર રહીને અમને ખાવાનું આપ્યું. જેટલી તેમણે રાખી છે એટલું કોઇ રાખવાનું નથી. તેમનું કલ્યાણ થાઓ."

વળી મરહુમ મી૦ નારાયણ હેમચંદ્ર હઝરતના લખેલ ચરિત્રના પાન ૨૩૮ માં લખે છે કે:—

"હઝરત મોહમ્મદ સાહેબની વેળાએ કન્યાને પિતૃધનમાં કાંઇ અધીકાર નહોતો. પૂત્ર હોય તો મુસલમાન દેશ સિવાય બીજા કોઇ દેશમાં પિતાના ધન ઉપર કન્યાનો કાંઈ અધીકાર નથી. સુધારાના ખ્રિસ્તિઓ અને સંસ્કૃત હિંદુ જાતિમાં પૂત્ર હોય તો કન્યાને સઘળા અધીકારથી દૂર રાખવામાં આવે છે; પરંતુ સામ્યમંત્રમાં દિક્ષીત હઝરત મોહમ્મદ સાહેબે પૂત્રને તેમજ કન્યાને પિતાના ધનની અધીકારી કરી છે. નારી જાતિના સંસારિક અધિકાર વિષે કોઇ પ્રાચિન ધર્મ પ્રચારકો આવા ભાવ પ્રતિષ્ટિત કરી ગયા નથી." (જુઓ મોટામીયાં કૃત રસુલે અરબી.)

## હમારા નબી અને સર વીલીયમ મ્યૂર.

## ( ૬૪ )

વળી હમારા નબી પાકને ખોટી રીતે વગોવનારા અજ્ઞાનો આ દ્રષ્ટાંતથી અવશ્ય જાણી શકશે કે તેમણે કન્યાને

કેટલા અમૂલ્ય ફાયદાઓ કરી આપ્યા છે. આ માટે જાણીતા ઇંગ્રેજ ગૃહસ્થ **સર વિલીયમ મ્યૂર** લખે છે કે; "જે ધર્મ હઝરત **મોહમ્મદ** (સ.) પોતાની પાછળ મુકી ગયા તેણે કેવા કેવા ફાયદા કીધા છે. આપણને વગર વાંધે કબુલ કરવું પડે છે કે અરબસ્તાનમાં સેંકડો વરસથી ચાલતા આવેલા વહેમો તેણે નાબૂદ કરી નાખ્યા છે. ઇસલામના તેજ આગળ મૂર્તિપૂજા ઝાંખી પડી ગઈ છે. ખુદાની સંપૂર્ણ શક્તિ અને વેહદાનિયતનાં સિદ્ધાંતો લોકો માનવા લાગ્યા છે અને એકજ ખુદાના ઉપર ભરોસો રાખતા શીખ્યા છે. સંસાર સુધારામાં પણ એ ધર્મ કાંઇ પાછળ પડતો નથી. સર્વ મુસલમાન એક બીજાના ભાઇ છે, એવું શિક્ષણ મળવાથી તેમનામાં ઘણે દરજ્જે ભાઇચારો વધેલો છે. યતીમોનું રક્ષણ કરવું, ગુલામો સાથે માયાથી વર્તવું અને શરાબથી દૂર રહેવું વિગેરે બાબદ એ ધર્મ શીખવે છે. વીગેરે."

(જુઓ મી૦ જાફરભાઇ રહેમતુલ્લા કૃત 'ખોજા કોમનો ઇતિહાસ" પાન ૩૭)

વળી એજ જાણીતા અંગ્રેજ ગૃહસ્થ એક જગ્યાએ લખે છે કેઃ—

"જે લોકો તેમને સારી રીતે જાણતા હતા, અને તેમની સાથે રાત દિવસ મળતા, અને પોતાના અરબસ્તાની

ખવાશથી હમેશાં તેમની હીલચાલ ઉપર નજર રાખતા હતા તેજ તેમના પ્રથમ સેવક થયા. જો તેમનામાં જરા પણ દુનિઆદારીની લાલચ હતે તો તે તુરતજ ઉઘાડી પડી જાત, અને તેમના મનમાં ધર્મ-સુધારાની જે આશાઓ હતી તે પળવારમાં નાશ પામત; પરંતુ તેમનું અંતઃકરણ બીલકુલ પાક હતું, એવું તે લોકો જાણુતા હતા. તેઓ પોતાના પેગમ્બરનો હુકમ બજાવવા જોખમ વેઠતા હતા એટલુંજ નહિં, પણ પ્રાણુ આપવા પણ તૈયાર થતા હતા. મહાન હઝરતને તેમની સાથે બેસનારા લોકો અને તેમના નજીકના સગાંઓ પેગમ્બર તરીકે કબુલ કરી તેમના ઉપર ઈમાન લાવ્યા. એ તેમની ઉમદા રહેણી, ન્યાયી શિક્ષણ, અને મજબુત વિશ્વાશની એક ખરેખરી સાબીતી છે."

"અમો કાંઇ પણ આંચકી વગર આ વાતને કબુલ રાખીએ છીએ કે મઝહબે-ઇસલામે ખોટે માર્ગે દોરવાયલાઓના વેહમી વિચારો જે જઝીરે અરબમાં મુદતોથી ફેલાયલા અને જામેલા હતા તેને નાબુદ કરી દીધા અને ખુદાની તઓહીદ એટલે એકજ ખુદા હોવાનો સીકકો, હઝરત પેગમ્બર સાહેબના ચેલાઓમાં એવો તો મજબુતીથી બેસાડી દીધો કે જેવી રીતે આપ ( હ. મોહમ્મદ ) નામદારનો દીલ તઓહીદ ઉપર મજબુત હતો. વિગેરે."

( જુઓ 'ધ લાઇફ ઓફ મોહમ્મદ"નો શરૂઆતનો દીબાચો. )

## હમારા નબી અને ધી ઈસ્ટ એન્ડ વેસ્ટ.

( ૬૫ )

" ધી ઈસ્ટ એન્ડ વેસ્ટ " નામના સુવિખ્યાત પત્રમાં ઈસલામ તલવારથી પ્રસર્યો નથી અને તે દરેક સ્થીતિમાં બીજા ધર્મની પ્રજાને પણ સ્વતંત્રતા આપતો આવ્યો છે, તે વિશે એક ઘણોજ ઉત્તમ અને લંબાણ આર્ટીકલ પ્રસિદ્ધ થયલો છે જેમાંના નીચલા ફકરા આ વિષય પુરતીના ટેકારૂપ હોઈ જાણવાજોગ છે:—

..............." કદી પણ ઇસલામે લોકોના ધર્મને જોરજુલમથી બદલાવવાનો વિચાર કર્યો નથી........"

................" ઇસલામના ઈતિહાસમાં એક એવો ગુણ મળી આવે છે કે, જે બીજા ધર્મવાળાઓને પરાધીનતાની બેડીમાં જકડી રાખવાની તદ્દન વિરૂદ્ધ છે"...........

## હમારા નબી અને મી૦ વૉશીંગ્ટન અરવીંગ.

( ૬૬ )

અમારા નબી પાક ઉપર મુકવામાં આવતા બેહદ તોહમતોથી કંટાળી જઇ જાણીતા અંગ્રેજ લખનાર મી૦ વૉશીંગ્ટન આરવીંગ પોતાની ઇંગ્રેજી તવારીખના ૧૯૪ માં પૃષ્ટમાં લખે છે કેઃ—

"આપના જન્મના જમાનાથી લઇને આપની વચલી જીંદગી (યુવાવસ્થા) સુધીના તમામ બનાવો સુધી કેટલાક અજ્ઞાન લોકો તરફથી તેમના ઉપર જુઠા તોહમતો[1] મુકવામાં આવ્યા છે અને આવે છે, જેથી મને આશ્ચર્ય અને દીલગીરી ઉત્પન્ન થાય છે. કાંકે તકરારને ખાતર એમ માની લેતાંએ જણાઇ આવે છે કે એમ કરવાથી આપને કયો સ્વાર્થ સાધવાની મતલબ (લાલસા) હતી, કે જેથી આપ માલ મીલ્કત મેળવી શકવાના હતા?! કારણ કે તે અરસામાં તો આપ હ. ખુદીજા સાથના નેકાહથી શ્રીમંત થઇ ચુકયા હતા. અને વળી તેઓ પોતાની ઈશ્વરી વાણીના દાવાને જાહેર કરવા પહેલાં સાફ સાફ કહી દીધું હતું કે, મને મારી દૌલત વધારવાની કશી જરૂર નથી[2] ત્યારે શું અધીકારની ઉત્કંથા હતી? જો કે તેઓ પ્રથમથીજ પોતાના વતનમાં અક્કલ અને અમાનતમાં (અખંડ વિશ્વાશના પ્રતાપે) આબરૂદાર કુરેશના ઉંચા કુળમાં હતા, ત્યારે શું આપને કાંઇ ઓદ્ધાની ઇચ્છા હતી? એમ માનીએ તોપણ

---

૧ "કાર્લાઇલ કહે છે કે, પેહેલાંના ઇતિહાસોની પેઠે, હાલનો કોઇ ઇતિહાસકાર એમ નથી કહેતો કે હઝરત મોહંમદ એક નીચ ધૂતારો હતો." (જુઓ રા. બા. ગોવીંદભાઇ કૃત "પૂર્વ તરફના દેશોનો પ્રાચિન સુધારો.")

૨ "દુનીઆના સુખ-વૈભવ તજી દેવાની પ્રતિજ્ઞા હઝરતે ડેમૅસ્કસમાં કરી હતી" (જુઓ "લૅન્ડૉરના કાલ્પનિક સંવાદો" પૃષ્ટ ૩૮૪).

કંઈક પેઢીઓથી કાબાની માલેકી અને હરમ ( શરીફ )ની ઈમારત ખાસ એમનાજ કબીલામાં હતી. પરંતુ તેમને પોતાના લડાયક બળ અને શક્તિથી ઉંચો રૂત્બો ( પદ્વી ) થવાની સંપૂર્ણ ખાત્રી હતી. જે ધર્મમાં તેમણે ઉંચું નીચું ( અવ્યવસ્થા )નું સ્વરૂપ ભાળ્યું તેનોજ નાશ કરવામાં પોતાના સર્વ નફાની જડ ખોદી નાંખી ! જો કે અસલી બુત પરસ્ત મજહબી તરીકાની મદદ કરવામાંજ પોતાના કબીલાથી સંપૂર્ણ આબરૂ ઇજ્જત મેળવવાની તક હતી; છતાં તેજ રદ કરવાની ખાસ જરૂર એમણે જોઇ હતી. એટલે તુર્તજ આપના સગાં સ્નેહીઓની દુશ્મની અને સ્વદેશીઓનો ક્રોધ તથા સર્વ કાબાના પરહેજગારોની શત્રુવટ ( અદાવત ) પેદા કરી લીધી. શું એમનો એવો વિચાર પેગમ્બરીના દાસત્વમાં કોઇ એવી ચીજ પ્રત્યક્ષ અને પ્રકાશીત છે કે જેનાથી એમના માટે એક પછી એક આવતાં અનેક સંકટોનો મજબુત બદલો થઇ પડત ? ! અને તેથી તેવી ઉત્કંઠાની લાલચમાં પડત. બલકે એથી ઉલટી શરૂઆત તો ડરથી છુપી રીતે થઇ, અને તે એવી રીતે કે વર્ષો સુધી એમાં કોઇ ધારેલી ફતેહમંદીનો સુમાર (અંદાજ) કાઢવા પ્રમાણે ન થઇ ! જેમ જેમ તેમણે પોતાની શીક્ષણ પદ્ધત્તિ પ્રત્યક્ષ જાહેર કરી અને જંગલીઓને જણીતાં કર્યાં તેમ તેમ લોકોએ એમની હાંશી, મશ્કેરી અને તરેહવાર બદગોઇ શરૂ કરી દીધી ! પણ તેથી કાંઈ ન વળતાં આ-

ખરે અતી ખરાબ રીતે એમને ઇજાઓ ( હેરાનગતી ) આપી જેથી તેમની અને તેમના દોસ્તોની રયાશતો ( મતાનુયાયી પ્રજા ) બરબાદ થઇ ગઇ. અને તેથી કેટલાક એમના મીત્રો અને અંગત મીત્રો બીજા મૂલકમાં જઇ વશવાનો નિશ્ચય કરવા લાગા. બલકે ઘણાકોએ અમલ બજાવણી પણ કરી દીધી, જયારે એમને એમનાજ શેહેરમાં છુપાઈ રહેવું પડયું ! ! આખરે કોઈ ઠેકાણા શીવાયના સ્થળમાં ઘરો શોધવાના એમના નિશ્ચય માટે એમને પણ વતન છોડવું પડયું ! ! ! તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એ બધું કયા સ્વાર્થ ( લાલચ ) ને માટે હતું ? અને વર્ષો સુધી કહેવાતાં જુઠાણાને સચાવવાની યુક્તિઓમાં હઠ કરવાનું શું પ્રયોજન હતું ? યદા કદાચીત તેમ હતું, એમ ઘડીભર માની લઇએ તો પણ વળી અંતઃકરણ તેમ કરતાં અટકાવે છે કે, ત્યારે એમજ હતું તો આવી રીતે સર્વ સંસારી ( દુન્યવી ) દોલતો પ્રાપ્ત કરવાને બદલે ગુમાવવાની શી જરૂર હતી ? પરંતુ એમના માટે પ્રથમથીજ દુન્યવી લાલચો હાંસલ ( પ્રાપ્ત ) કરવાનો જમાનો (સમય) રહ્યો નહતો એટલે એમનો કોઇ પણ મુદ્દો ભષ્મીભૂત ( ધુળમાં ) મળી ન જાય એવા ઉદ્દેષની ભલામણ એઓ સતત્ કર્યા રહેતા હતા. ” ઈત્યાદી.

## હમારા નબી અને મી૦ જૉન ડેવનપોર્ટ.

### ( ૬૭ )

વળી બીજા એક મહાન ઇંગ્રેજ તત્વજ્ઞાની મી૦ જૉન **ડેવન પોર્ટ** સાહેબ પોતાના એક પુસ્તકમાં હમારા નબી પાક મોહંમદ ( સ .અ. ) માટે એક જગ્યાએ લખે છે કે:-

" આપ ( હ. મોહંમદ સ. અ. ) ખરૂં જોતાં દુન્યાના એક મોટા મુરબ્બી અને ફાયદો પહોંચાડનારા હતા. આપે ફરેબ ( પ્રપંચ ) બીલકુલ કર્યો નથી. આપને યકીન ( વિશ્વાશ ) હતો કે મને ખુદા પાક તરફથી જીબ્રીલ ( અ. ) રીસાલતનો હુકમ ( આજ્ઞા ) આપી ગયા છે, અને હું સાચો પેગમ્બર છું. એ વાત આપની સાફ ( સ્વચ્છ અને નિર્મળ ) અંતઃકરણનો પુરાવો છે. કેમકે સર્વથી પહેલાં જે ઈમાન લાવ્યા તે આપના મીત્રો અને ખાન્દાનનાજ પુરૂષો હતા. જેઓ આપની રહેણી કરણી અને સદાચરણોથી પુરેપુરા વાકેફગાર હતા. તો માનવાને કારણ મળે છે કે, જો આપ ખરા પેગમ્બર ન હોત તો એ ( ઉપલા ) લોકો કદી પણ આપની આજ્ઞાનું પાલન કરત નહીં. અને ઉલટ હાંશીપાત્ર ગણાઇ ફરેબ જાહેર થઇ જાત. પરંતુ જે પુરૂષ પાક પરહેજગાર અને સ્વચ્છ હૃદયવાળો હોય અને પોતાના પેદા ( ઉત્પન્ન ) કરનાર ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખતો હોય તથા જેણે ધાર્મીક વિષયોમાં અત્યંત સુધારાઓ કર્યા

હોય તે પુરૂષ ખરૂં જોતાં, એક હથ્યાર સમાન છે અને તે હથ્યાર ખુદાના હાથમાં છે જેથી હમો જરૂર તેને ખુદાની તરફથી રસુલ હતો એમ વિના આંચકીએ કબૂલીએ છીએ."

## ઇસ્લામ અને મી૦ ગાર્ડ.

( ૯૮ )

વળી ઇસલામની શુદ્ધતા માટે જાણીતો ઇંગ્રેજ **મી૦ ગાર્ડ** લખે છે કે "હું મુસલમાનને પસંદ કરૂં છું. તે પોતાના અલ્લાહથી શરમાતો નથી. તેનું વર્તન એકંદરીમાં શુદ્ધ હોય છે."

(જુઓ મી૦ ગોવિંદભાઇ દેસાઇ કૃત "પૂર્વ તરફના દેશોનો પ્રાચન સુધારો" પાને ૧૭૪.)

## હમારા નબી અને મી૦ માર્કસ ડૉડસ.

( ૯૯ )

વળી હમારા નબી હઝરત મોહમ્મદ (સ.)એક ખુદાના ખાસ મોકલેલા પેગમ્બરજ ન હતા એવું કહેનારા લોકોની શુદ્ધ ઠેકાણે લાવવા માટે **ડૉકટર માર્કસ ડૉડસ** લખે છે કે, "ત્યારે શું હઝરત મોહમ્મદ કોઇ પણ રીતે પેગમ્બર કહેવાયજ નહિં ? શા માટે નહિં. તેમનામાં ખાસ કરીને પેગમ્બરની સૌથી વધારે અગત્યની બે ખુબીઓ હતી, તેમના જમાનાના બીજા લોકોને ખુદાના તરફનું સત્ય દેખાયું નહિ, અને તેમને દેખાયું. તેમનાં અંતઃકરણમાં નહિ રોકી

શકાય એવો જોશ હતો. અને આ જોશ ઉઘાડો પાડવામાં તેમની ઈસરાયલ પ્રજાના બહાદુરમાં બહાદુર મતના પેગમ્બર સાથે સરખામણી કરી શકાય છે. સત્યને માટે તેમણે પોતાની જીંદગી જોખમમાં નાખી, વરસો સુધી અનેક સંકટો સહન કર્યાં, દેશ છોડયો, મીલકત ગુમાવી, લોકોની ઈતરાજી મેળવી, ટુંકામાં એક જીવ જવો બાકી હતો. તોપણ દરકાર નહિ કરતાં તેમણે પોતાનું કર્ત્તવ્ય જારી રાખ્યું. લાંચ, ધમકી કે લાલચ તેમને ચુપ કરી શકી નહિ. "**જો સૂર્ય મારી જમણી બાજુએ અને ચંદ્ર મારી ડાબી બાજુએ ઉભા રહે અને મને રોકે તો પણ હું મારા કામથી પાછો હઠનાર નથી.**"

"એવી દ્દઢતા અને માલિકની એકતા જાહેર કરવા માટેની અચળ શ્રદ્ધા વગેરે એવી બાબતોથીજ તેમણે ઇસલામનો પાયો નાખેલો છે. મૂર્તિપૂજકોમાં એક ખુદાને માનનારા માણુસો પેદા થયા હશે; પણુ એક ખુદાને માનનાર મજબૂત અને સહનશીલતાવાળા ધર્મનો સ્થાપનાર કોઇ થયો નથી."

## હમારા નબી અને મી૦ ઇરવીંગ.

( ૭૦ )

જાણીતા તવારિખ નવેશ મી૦ ઈરવિંગ પોતાના "ધી લાઇફ ઓફ મોહમ્મદ" (હઝરતના જીવનચરિત્ર)માં લખે છે કેઃ—

"તેમની લશકરી ફતેહમંદીએ તેમના મનમાં ગર્વ કે મિથ્યાભિમાન પેદા કર્યું નહોતું. જો સ્વાર્થની રૂએ ફતેહમંદી મેળવવામાં આવી હોત તો એવું થયા વિના રહેત નહી. તેમણે પોતાની રીતભાત અને દેખાવમાં જેવી રીતે દુઃખના દિવસોમાં સાદાઇ રાખી હતી તેવી ચહડતીના દિવસોમાં પણ રાખી હતી. બાદશાહી દમામની વાત તો બાજુ ઉપર રહી પણ મકાનમાં પેસતી વખતે પણ કદાચ કોઈ તેમને હદથી વધારે માન આપતું નહી. કદાચ તેમણે આખી દૂનીઆ ઉપર અધિકાર મેળવવાની આશા રાખી હોય તો તે માત્ર ધર્મને માટે હતી. દૂનિયાની સત્તા કે, જે તેમના હાથમાં ઉછરી હતી. અને જેનો ઉપયોગ તેઓ કાંઇ પણ ઠાઠમાઠ વગર કરતા હતા તેને પોતાના કુટુંબમાં કાયમ રાખવા તેમણે કાંઈ પણ પગલું ભર્યું નથી."

## હમારા નબી અને મી૦ એ. કવીલીયમ.[1]

## (૭૨)

**મી૦ એ. કવીલીયમ** લખે છે કે, "બારસો વરસ ઉપર એક બીન કેળવાયલો અને અશિક્ષીત માણુસ કે જે જંગલી લોકોની માફક અંધકારમાં ઉછરેલો હતો તેના અંતઃકરણમાં સત્યનું જ્ઞાન પ્રગટ થયું. તેના બળવડે તેણે મૂર્તીપૂજા સામે સખત ધુજારો ચલાવ્યો અને માલીકના

---

૧ એમણે પાછળથી ઇસલામ સ્વીકારી ઇસલામની ઘણી સારી સેવાઓ કરવા માટે એઓ ગૃહસ્થ ઘણા જાણીતા થયા છે.

અદ્વૈત્યપણાનો મહીમા જાહેર કરી લોકોને તે કૃપાળુ અને ન્યાયી ખુદાએ નિર્માણ કરેલો સત્યનો માર્ગ દેખાડયો. પોતાની ખરી સમજવડે સત્યથી આકર્ષાઇ આ ઊંડા અને ખરા અંતઃકરણવાળા અરણ્યવાસીએ કાળી તેજસ્વી આંખો અને ઉંડા અને નમૃ આત્માવાળા પુરૂષે-લોકોને ખરા અંતઃકરણથી પોતાનો સંદેશો પહોંચાડયો. તેણે પોતાના મિત્રો આગળ ભાષણ કર્યા. સ્વદેશીઓને ખરેખરૂં કહી સંભળાવ્યું. જન સમૂહને બોધ કર્યો. તેની સ્ત્રી અને કેટલાક સાથીઓએ તેનું કહેવું માન્યું, પણ બીજા લોકોએ તો તેને ગાંડોજ ગણી કહાડયો હતો."

"ઇસ્લામ ધર્મ આવો છે. છેલ્લા મહાન પેગમ્બરના શિક્ષણ પ્રમાણે ખરા અંતઃકરણથી ચાલનારા અને દીવસમાં પાંચ વખત તેની બંદગી કરનારા ૩૦ કરોડ મુસલમાનોનો ધર્મ પંથ આવો છે. તે આફ્રિકાના ઉત્તર કીનારા તરફ મોરોકકોથી લઇને દક્ષિણમાં ત્રાન્સવાલ સુધી બધે જંગબાર સુદ્ધાંતમાં પ્રસરી રહેલો છે. મીસર, તુર્કસ્તાન, અરબસ્તાન, ઇરાન, અફગાનીસ્તાન વિગેરેમાં તેની સત્તા સર્વોપરી છે. અને હિન્દુસ્તાનમાં તેના અનુયાયીઓની સંખ્યા ૬ કરોડ જેટલી છે મલાયામાં તેનું જોર ઘણું છે અને ચીનમાં તેણે સજ્જડ જમાવ કરેલો છે. ફક્ત આફ્રિકાના કેપકોલોનીમાં ૧૫ હજાર મુસલમાનો તો છે. વળી તેની મસ્જીદો સૈબિરિયાના ઉજ્જડ મેદાનોમાં

પણ મોજુદ છે, રૂશિયાના સેંટપીટર્સબર્ગમાં પણ મુસલમાનોની એક ભારે સંખ્યા છે અને તેનો પ્રસાર હજુ પણ અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસ વિગેરેમાં જારી છે."

( જુઓ " ફનેટીકસ ઍન્ડ ફનેટિસીઝમ. " )

" જો ઇસલામ આવા સલાહ શાંતીવાળા સાધનોથી ફેલાયો ન હોય તો પણ અજાયબ જેવું શું છે ? આપણને પણ આપણો ધર્મ બીજાના ઉપર જબરદસ્તીથી નાખવાનો હક નથી એવું શીખવાને શું અઢાર સૈકા લાગ્યા નથી ? જો આવુંજ છે તો પછી હોંશીલા ધર્મ પ્રચારકો પોતાના વહેમી અને અકીદાવાળા બંધુઓને પોતાના સત્ય ધર્મનો પ્રસાદ આપવામાં વખતો વખત સખત ( તીક્ષ્ણ ) નજરથી વર્તે તો એમાં નવાઈ જેવું શું છે ? '

( જુઓ ફેથ ઑફ ઇસ્લામ ).

## હમારા નબી અને મીસીસ એનીબીસેન્ટ.

( ૭૨ )

ઈ. સ. ૧૯૦૩ ની સાલમાં મીસીસ એની બીસેન્ટે જુનાગઢમાં ભાષણ આપતાં કહ્યું હતું કે, " યુરોપમાં એમ જાહેર કરવામાં આવ્યું છે કે ઇસલામ ધર્મ વધારે સ્ત્રીઓ કરવાની છૂટ આપે છે અને સ્ત્રીઓનું માન ભંગ કરવા તરફ તેનું વલણ હોય છે. જ્યારે હઝરત મોહમ્મદે ઈસલામનો ઉપદેશ કરવાની શરૂઆત કરી ત્યારે અરબસ્તાન વિષય વાસના અને અનાચારમાં ડુબેલો હતો. ચારે બા-

જુએ બદફેલી અને લુચ્ચાઈ પ્રસરી રહ્યાં હતાં. સ્ત્રી કરવાની અમુક હદ બંધાય તેટલા માટે દરેક વધારેમાં વધારે ચાર સ્ત્રીઓ સુધી પરણી શકે એવી પરવાનગી આપી. વળી એથી પણ વધારે સખ્ત હદ બાંધવા ફરમાવ્યું છે કે પહેલી સ્ત્રીની સાથે જેવો પ્રેમ અને હેતભાવ રાખે છે; તેવોજ બીજી સાથે રાખી શકે તોજ પરણે નહીં તો નહીં. મારો ખ્યાલ હમેશાં એજ પહોંચે છે કે ખ્રીસ્તિ ધર્મ કરતાં ઇસલામ ધર્મમાં સ્ત્રીઓને વધારે સ્વતંત્રતા આપવામાં આવેલી છે. જે ખ્રીસ્તી ધર્મ એકજ સ્ત્રી કરવાનું શિક્ષણ આપે છે તે કરતાં ઈસ્લામ ધર્મ સ્ત્રીઓનું વધારે રક્ષણ કરે છે. પવિત્ર કુરઆનમાં સ્ત્રીઓ માટેનો કાનુન ઘણોજ ન્યાયી અને ઉદાર છે. ખ્રીસ્તી-ઈંગ્લાંડે તો ફક્ત ૨૦ વરસથીજ સ્ત્રીઓનો મીલ્કત ઉપરનો હક્ક કબુલ રાખ્યો છે. પરંતુ ઇસ્લામ તો પ્રથમથીજ કબુલ રાખતો આવ્યો છે. પવિત્ર કુરઆનમાં ફરમાવ્યું છે કે તમે તમારી સ્ત્રીઓ સાથે માયા અને હેતભાવથી વર્તો. જો કદાચ કાંઇ ટંટો થાય તો છેડાછુટકો કર્યા પહેલાં સલાહ સંપ શોધો." ઈત્યાદી. ( જુઓ મોટામીયાં કૃત "રસુલે અરબી" પૃષ્ટ ૧૫૭–૧૫૮ )

**સમાપ્ત.**

